# પ્રસ્તાવના.

આ મંડળ શા હેતુથી ઉપસ્થીત થયું છે તે પાછલા ભાગ ઉપર આપેલી જાહેર ખબર ઉપરથી જણાશે. આ મંડળને શરૂ થયે પુરાં બે વર્ષ થયાં નથી તે દરમિયાન તેના તરફથી કેટલાક પુસ્તકો બ્હાર પડયાં છે, કેટલાંક પુસ્તકો તૈયાર થાય છે અને જે હેતુથી આ મંડળ ઉભું થયું છે તેને દરેક જૈનબંધુએ અવશ્ય મદદ કરવી જોઇએ છે.

આ મંડળ તરફથી કયા પુસ્તકો છપાવા યોગ છે તે સંબંધી આપણા કેટલાક પવિત્ર મુનિરાજોને પત્ર વગેરે લખી વિનંતિ કરવામાં આવી હતી અને તેની રૂએ બનારસમાં બીરાજતા પવિત્ર મુનિરાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ ધર્મવિજયજીએ તૈયાર કરાવેલ શ્રી સોમસૌભાગ્યકાવ્ય નું ભાષાન્તર તથા તેની અસલ પ્રત અમારા ઉપર મોકલાવી આપી અને તે આ મંડળે છપાવવા યોગ ધારી આ ભાષાન્તરનું મૂળ અમોએ એક આપણા જૈન વિદ્વાન ગૃહસ્થ પાસે સુધરાવ્યું છે અને તેનું ભાષાન્તર એક અચ્છા ગુજરાતી જાણકારદ્વારા તપાસાવ્યું છે. અન્ય કાવ્યો આપણા ભણનારા પોતાના ઉપયોગમાં લે છે તેના કરતાં આ પુસ્તકનો તેઓ જો અભ્યાસ કરે તો આપણા ધર્મ અને શૈલિનું સારી પેઠે જ્ઞાન થાય તેમ છે. વધારામાં અમારો પ્રયત્ન અનેક રિતે ફળીભૂત થાય તે અમે ઇચ્છીએ છીએ.

અમદાવાદ.<br>ચૈત્ર-પૂર્ણીમા<br>વીર સંવત ૨૪૩૧<br>તા. ૧૯-૪-૧૯૦૫

ઓનરરી સેક્રેટરી જૈન જ્ઞા. પ્ર. મંડળ.

॥ श्री ॥

# ॥ सोमसौभाग्यकाव्यम् ॥

## ( गुर्जर भाषान्तर सहितम् )

वसंततिलकावृत्तम् ॥

श्रीनाभिभूः स भवतां भवतादजिह्म-
ब्रह्मश्रिये श्रितचतुर्वदनः स्वयंभूः ॥
विश्वस्थितिप्रणयनप्रभविष्णुबुद्धिः
पद्माश्रयो निगदिताखिलवेदविद्यः ॥ १ ॥

ભાવાર્થ—ચારમુખનો આશ્રય કરનાંર, પોતાની સ્વેચ્છાએ ઉત્પન્ન થનાર, વિશ્વની સ્થિતિને રચવામાં સમર્થ બુદ્ધિવાળા, પદ્મના આશ્રય રૂપ અને અખિલવેદ વિદ્યાને કહેનારા શ્રી નાભી રાજાના પુત્ર શ્રી રૂ-ષભદેવ પ્રભુ હંમેસા તમારી નિષ્કપટ એવી બ્રહ્મચર્યની લક્ષ્મીને અર્થે થાઓ. ૧

વિશેષાર્થ—અહિં 'શ્લેષાલ'કારથી બે અર્થ થાય છે. બીજો વેદ મતવાળાના બ્રહ્માને લાગુ પડે છે. જેમ બ્રહ્માને ચાર મુખનો આશ્રય છે તેમ પ્રભુને પણ ચાર મુખનો આશ્રય છે કારણ તે ચોમુખજી કહેવાય છે. જેમ બ્રહ્મા સ્વયંભૂ એટલે પોતાની મેળે ઉત્પન્ન થયેલા છે તેમ શ્રી આદિ પ્રભુ પણ સ્વેચ્છાએ થનાર સ્વયંભૂ છે. બ્રહ્માની બુદ્ધિ વિશ્વ સ્થિતિની રચનામાં સમર્થ છે તેમ શ્રી આદિ પ્રભુની બુદ્ધિ પણ આ વિશ્વની સ્થિતિ મર્યાદા ઉત્પન્ન કરવાને સમર્થ છે. જુગલીઆની સૃષ્ટિને વ્યવહાર માર્ગે લાવનાર તે પ્રભુ છે. બ્રહ્મા પદ્મ કમલનો આશ્રય કરે છે તેમ પ્રભુ પદ્મ

---

૧ બધી વેદવિદ્યા.

કમલ રેખા લક્ષણ અથવા પદ્મા લક્ષ્મીના આશ્રય રૂપ છે. બ્રહ્મા વિષ્ણુની નાભિમાથી થયેલા છે તેથી નાભિભૂ છે તેમ પ્રભુ નાભિરાજાના પુત્ર હોવાથી નાભિભૂ છે, તે પ્રભુ નિષ્કપટ બ્રહ્મચર્યની લક્ષ્મીને માટે થાઓ, એટલે તેઓ તમારા શુદ્ધ શીલવ્રતની લક્ષ્મીને વધારો. ૧

यस्मिन् जनन्युदरमाश्रितवत्युदारे
दुष्टान्यरिष्टपटलानि जने विनेशुः ॥
सद्यः शिवानि च नवानि तदाविरास-
न्नासन्नसिद्धिगुणदोऽस्तु स शान्तिसार्वः ॥ २ ॥

ભાવાર્થ—જે ઉદાર પ્રભુ જ્યારે પોતાની માતાના ઉદરમાં આવ્યા ત્યારે લોકોમાં દુષ્ટ એવા અરિષ્ટ વિઘ્નના સમુહ નાશ પામી ગયા હતા અને તત્કાલ નવીન કલ્યાણ પ્રગટ થયા હતા તે શ્રી શાંતિનાથ પ્રભુ તમોને આસન્ન સિદ્ધિના[1] ગુણને આપનારા થાઓ ૨

यः श्रीजिनोऽस्तघृजिनो भवसौख्यराजी-
राजीमतीं गुणवतीं युवतिं सतीं च ॥
उज्झांचकार किल मारविकारमुक्तो
मुक्तोज्ज्वलाद्भुतयशा जयतात्स नेमिः ॥ ३ ॥

ભાવાર્થ—કામ વિકારથી મુક્ત સંસારના સુખથી શોભતા અને પાપરહિત એવા જે પ્રભુ એ ગુણવાળી રાજીમતી નામની યુવાન સતીને પણ છોડીદીધી હતી તેવા મુક્તા (મોતિ) સમાન ઉજવલ યશવાળા તે શ્રી નેમિનાથ પ્રભુ જય પામો. ૩

श्रीजीरपल्लिनगरीगुरुमल्लिवल्लि-
प्रोल्लासनोन्नतघनाघनसंनिभो यः ॥

---

૧ નજીક પ્રાપ્ત થયેલી મોક્ષગતિ.

कालें कलौ प्रविलसत्प्रबलप्रतापो
जागर्ति पार्श्वजिनराजमहं स्तुवे तम् ॥ ४ ॥*

ભાવાર્થ—શ્રી જીરપલી નામે નગરી રૂપ મલ્લિકાની લતાને વિકાશ કરવામાં ઉન્નત મેઘ સમાન અને જેનો પ્રબલ પ્રતાપ વિલાસ કરી રહ્યો છે એવા જે પ્રભુ આ કલિકાલમાં પણ અદ્યાપિ જાગ્રત રહેલા છે તે શ્રી પાર્શ્વનાથ પ્રભુની હું સ્તુતિ કરૂં છું. ૪

गंभीरचारुतरनाभिसुरांगनाभि-
रक्षोभि शोभितशमं न हि यस्य चेतः ।
पीयूषयूपभरवृष्टिसमस्वदृष्टि-
मिष्टां मयि क्षिपतु वीरजिनेश्वरो ऽसौ ॥ ५ ॥

ભાવાર્થ—ગંભીર અને સુંદર નાભિવાળી દેવતાની સ્રીઓ એ શમતાથી શોભિત એવા જેના ચિત્તમાં ક્ષોભ ૧ કર્યો નહતો એવા શ્રી વીર પ્રભુ મારેવિષે અમૃતની વૃષ્ટી સમાન પોતાની દૃષ્ટી આરોપણ કરો. ૫

यस्याः सदा निरवसादगुरुप्रसाद-
मासाद्य माद्यति कविः कविकर्मलाभात् ।
अज्ञानतानवकृते सुकृतेन लभ्यां
तां भारतीं भगवतीं प्रणमामि भक्त्या ॥ ६ ॥

ભાવાર્થ—હમેશાં જેનો ૨અક્ષય મહાન્ પ્રસાદ પ્રાપ્તકરી કવિ પોતાને થતાં કવિતા શક્તિના લાભથી મદ પામે છે તેવા પૂર્વ સુકૃતથી

* અહિ પ્રભુને મેઘની ઉપમા આપી છે. મેઘ જેમ મલ્લિકાની લતાને જલ વર્ષી વિકાશ પમાડે તેમ શ્રીપાર્શ્વનાથ પ્રભુ શ્રી જીરપલ્લી નામની નગરીને આનંદથી વિકાશ પમાડે છે.

૧ અર્થાત્ જેના હૃદયમાં કામ વિકાર કર્યો નહતો.

૨ જેનો ક્ષય ન થાય તેવો.

લભ્ય એવા ભગવતી ભારતી ( વાગદેવી ) ને અજ્ઞાનની લઘુતા કરવાને હું ભક્તિથી પ્રણામ કરૂં છું. ૬

वन्दे मुदा दमितदुर्दमवादिवृन्दं
विद्यागुरुं सुधिषणाधिपणानुकार ।
योऽताडवजाड्यनिचयं स्वविनेयहृत्स्थं
विद्यातिहृद्यकिरणैस्तरणिर्जहार ॥ ७ ॥

ભાવાર્થ—દુઃખેથી દમી શકાય તેવા વાદીઓના વૃંદને દમન કરનાર અને પોતાની બુદ્ધિથી બૃહસ્પતિને અનુસરનારા એવા તે વિદ્યા ગુરૂને હું હર્ષથી વંદના કરૂં છું, કે જે વિદ્યાગુરૂ રૂપ સૂર્ય પોતાના શિષ્યોના હૃદયમાં રહેલા જડતાના સમુહ રૂપ ઉગ્ર અંધકારને વિદ્યા રૂપી મનોહર કિરણોથી હરી લીધું છે. ૭

कीर्त्या गुरुं सुरगुरुं प्रतिभाप्रकर्षैः
श्रीसोमसुंदरगुरुं स्तुतिमानये तम् ।
यो गौतमस्य गणभृत्प्रवरस्य साम्यं
काम्यं दधौ कलियुगेऽत्र युगप्रधानः ॥ ८ ॥

ભાવાર્થ—આ કલિયુગને વિષે યુગ પ્રધાન એવા જે ગુરૂ ગણધરોમાં શ્રેષ્ટ એવા શ્રી ગૌતમ સ્વામીની તુલ્યતાને ધારણ કરતા હતા, તે કીર્ત્તીવડે ગુરૂ અને બુદ્ધિના ઉત્કર્ષથી બૃહસ્પતિ રૂપ એવા તે શ્રી સોમ સુંદર ગુરૂની હું સ્તુતિ કરૂં છું. ૮

तस्य प्रशस्यगणनातिगचंगभाग्य-
सौभाग्यमुख्यसुगुणान् प्रगुणान् स्तुवे ऽहम् ।
अस्तुल्यसंस्तुतिभवाघमिदं हि जिह्वा
प्रह्वीकरोति गुरुभक्तिरपीह यन्माम् ॥ ९ ॥

ભાવાર્થ—તે ગુરૂના પ્રશંસવા યોગ્ય ઉત્તમ ભાગ્ય સૌભાગ્ય વિગેરે અસંખ્ય ગુણોની હું સ્તુતિ કરૂં છું. ગુરૂ ભક્તિ વાળી મારી જિહ્વા

નહીં સ્તુતિ કરવાયોગ્ય એવા પુરૂષોની સ્તુતી કરવાથી ઉત્પન્ન થયેલા પાપને ભેદવાને માટે મને આ કાર્યમાં નમ્ર થવા પ્રેરે છે. [१] ૯

श्रीसोमसुंदरगुरोर्गरिमाभिराम-
सौभाग्यमुख्यगुणवर्णनगर्भमेतत् ।
प्रज्ञाप्रकर्षरहितः स्वहिताय सोम-
सौभाग्यनाम सुभग रचयामि काव्यम् ॥ १० ॥

ભાવાર્થ—હું જો કે બુદ્ધિના ઉત્કર્ષથી રહિતછું તથાપિ મારા આત્મહિતને માટે આ સોમ સૌભાગ્ય નામનું સુંદર કાવ્ય રચુંછું કે જે કાવ્યમાં શ્રી સોમ સુંદર ગુરૂની ગૌરવતાથી રમણીય એવા સૌભાગ્ય વિગેરે ગુણોનું વર્ણન આપેલું છે. ૧૦

निःशेषराष्ट्रमुकुटोत्करगूर्जरत्रा-
नेत्राभमाभरणमन्यपुरोत्कराणाम् ।
क्रीडत्सरोजवदनावदनाभिराम-
वातायनप्रकरसुंदरमंदिरौघम् ॥ ११ ॥
स्वर्द्रंगचंगसुषमाविषमाभिमान-
प्रच्छेदनं दनुजजिन्नगरीगरीयः ।
लंकालकाबदगदच्छिदिह्वयवैद्यं
प्रह्लादनादिपुरमस्ति पुरं पुराणम् ॥ १२ ॥ युग्मं ॥

ભાવાર્થ—પ્રહ્લાદન નામે એક પ્રાચીન નગર છે, જે નગર સર્વ દેશના મુગટ જેવા ગુજરાત દેશના નેત્રરૂપ છે, બીજા નગરોના સમુહનું આભુષણ છે, ક્રીડા [૨] કરતી કમલ મુખી સ્ત્રીઓના મુ-

---

૧ અર્થાત્ આ જીભથી અયોગ્ય પુરૂષોની સ્તુતી કરેલી છે. તેથી લાગેલા મારા પાપને દુર કરવા આ ગુરૂ સ્તુતિનો ગ્રંથ રચવા પ્રયત્ન થાયછે.

૨ અર્થાત્ જેમાં આવેલી હવેલીઓની બારીઓ ડોકીયા કરતી સ્ત્રીઓના મુખ કમલથી શોભી રહેલી છે.

ખથી મનોહર એવી બારીઓના સમુહ વડે સુંદર જેમાં કટક સમુહ છે, જે સ્વર્ગ ભૂમીની ઉત્તમ શોભાના તીવ્ર અભિમાનને છેદનારૂં છે. જે દાનવો ને જિતનારા વિષ્ણુની નગરીના જેવું મોટું છે અને લંકા અને અલકાપુરીના ગર્વરૂપ રોગને છેદવામા જે ઉત્તમ વૈદ્યના જેવું છે. ૧૧-૧૨

प्रह्लादनक्षितिपतिर्द्युपतिर्महोभि
श्रीअर्बुदाचलविभुः स बभूव पूर्वम् ।
तेन स्वनामविदितं द्रितपापतापं
संस्थापितं पुरमिदं मुदितप्रजाढ्य ॥ १३ ॥

ભાવાર્થ—હર્ષ તેજવડે સૂર્યજેવો પ્રલ્હાદન નામે અર્બુદાચલ ('આબુપર્વત) નો રાજા થયો હતો. તેણે પોતાના નામથી આ પ્રખ્યાત નગરને સ્થાપન કરેલું છે, [1]કે જે નગર પાપના તાપને નાશ કરનાર અને નિત્યે હર્ષવાળી પ્રજાથી ભરપુર છે. ૧૩

तत्रैप भूमिरमणीरमणीयहारं
स्फारं विहारमसमं समकारयच्च ।
स्वीयाख्यया प्रवरपैकपिशीर्षसार-
प्राकारगोपुरमहर्द्धिपरार्द्ध्यशोभम् ॥ १४ ॥

ભાવાર્થ--રાજા પ્રલ્હાદને તે નગરીમાં પોતાના નામથી પૃથ્વીરૂપ સ્ત્રીના રમણ્ય હાર જેવો એક અતુલ્ય મોટો વિહાર (દેવ પ્રાસાદ) કરાવ્યો હતો. [2] કે જે શ્રેષ્ઠ શોભાવાળા કાંગરાથી સુંદર એવા કિલ્લા અને દરવાજાની મોટી સમૃદ્ધિ (શોભા) થી ઘણી શોભાવાલો હતો. ૧૪

૧ તેથા તે પ્રલાદન નામે કહેવાય છે
૨ તેનુ નામપણ પ્રલ્હાદત પ્રાસાદ કહેવાતુ હતું.

सम्यग्दृशां विरचिताद्भुतचित्तशैत्ये
चैत्ये फणामणिनिरस्ततमस्समूहम् ।
विघ्नोपशांतिकरणं शरणं श्रितानां
श्रीपार्श्वबिंबमविलंबमतिष्ठिपच्च ॥ १५ ॥

ભાવાર્થ—સમ્યગ[1] દ્રષ્ટીવાલા પુરૂષોના હૃદયમાં અદ્ભુત શીતલતા આપનાર તે ચૈત્યની અંદર સર્પની ફણાના મણીઓથી અંધકારના સમુહને નાશ કરનાર, વિઘ્નોની શાતી કરનાર અને પોતાના આશ્રિત જનને શરણુ રૂપ એવા શ્રી પાર્શ્વનાથના બીંબની તેણે પ્રતિષ્ટા કરી હતિ. ૧૫

तस्मिन् पुरे सुरपुरेण परेण साकं
गर्वं प्रकुर्वति नितांतमखर्वलक्ष्म्या ।
कोटीध्वजो निवसति व्यवहारिवर्गः
स्वर्गाद्रिगेयगरिमादिगुणाभिरामः ॥ १६ ॥

ભાવાર્થ—પોતાની અંદર રહેલી ઘણી લક્ષ્મીથી ઇંદ્રના નગરની સાથે ગર્વ કરનારા તે પ્રલ્હાદન નગરમા મેરૂગિરિની જેમ ગાવા યોગ્ય એવા ગૌરવતા વિગેરે ગુણોથી સુંદર એવા [2]કોટીધ્વજ વ્યવહારીઆનો વર્ગ વસતો હતો. ૧૫

चित्रांबरप्रवरहेमसुखासनाधि-
रूढाश्चलच्चमरयामलवीज्यमानाः ।
श्रीश्रीकरीन्द्रकरराजितपृष्ठदेशा-
स्तत्रार्हदादिनमनं ससृजुर्महेभ्याः ॥ १७ ॥

ભાવાર્થ—તે નગરીની સેરિઓમાં ધનાઢય પુરૂષો વિચિત્ર વસ્ત્રો ધારણુ કરી સુવર્ણના સુખાસન ઉપર બેસી ચલાયમાન ચામરોથી

૧ સમકિતવાવ પુરૂષો. ૨ જેનીપાસે કોટીસખ્યા દ્રવ્ય હોય તેના મંદિર ઉપર ધજા ચડાવાય છે તેથી કોટીધ્વજ કહેવાય છે.

વીંજાતા અને જેમના પૃષ્ટભાગ સુંદર છડીઓના સમુહથી શોભી રહ્યા છે તેવા થઇ અર્હત વિગેરે દેવતાને નમન કરવા નીકલતા હતા. ૧૭

श्रीधर्मभूमिपतिना कलिकालशत्रु-
वित्रासनोद्भवजये समरेष्ववाप्ते ।
यत्रार्हदीशभवनेषु मृदंगभेरी
शंखाद्यवाद्यनिकरः किमु वाद्यते स्म ॥ १८ ॥

ભાવાર્થ—જે નગરમાં શ્રી અર્હત ચૈત્યોમાં વાગતા મૃદંગ ભેરી અને શંખ વિગેરે વાજીત્રોનો સમુહ જાણે શ્રી અર્હંત ધર્મરૂપી રાજાએ રણભૂમિમાં કળીકાળ શત્રુને ત્રાસ આપવાથી પ્રાપ્ત કરેલા વિજયમાં તે વાગતા હોય તેમ જણાય છે,

यत्र प्रमोदपटलीलसदिंदिरेषु
सन्मंदिरेषु सुकृतेन कृतेन नुन्ना ।
स्वीयस्थितिं प्रथयितुं किमशक्नुवत्य ।
श्रीः शिश्रिये सकलुषांगिगृहाणि रोषात् ॥१९॥

ભાવાર્થ—જે નગરીમાં અતિ હર્ષથી વિલાસ કરતી લક્ષ્મીવાલા સજ્જનોના ઘરોમા તેઓના સુકૃતે પ્રેરેલી અલક્ષ્મી (દારિદ્ર) જાણે ત્યાં પોતાની સ્થિતિ રચવાને અશક્ત થઇ હોય તેમ તે રોષથી પાપીલોકોના ઘરોમાં આશ્રય કરતી હતી, [1] ૧૯

उद्वेलतां कलयता कलिकालपारा-
वारेण दुस्तरतरेण जडोद्धूरेण ।
आप्लाविते क्षितितले निखिले पवित्रं
द्वीपोपमां श्रयति यन्नगरं गरीयः ॥ २० ॥

ભાવાર્થ—જે મોટું પવિત્ર નગર મર્યાદા મુકી ઉછલતા, અને

૧ અર્થાત્ પાપીલોકોના ઘરમાજ દરિદ્ર હતું.

*જડ (જલ) થી ઉદ્ધત એવા કલિકાલરૂપી દુસ્તર સમુદ્રે બોલી દીધેલા આ સમગ્ર પૃથ્વી તળમાં દ્વીપ (બેટ) ની ઉપમાને ધારણ કરે છે. એટલે જાણે બેટ હોય તેવું દેખાય છે. ૨૦

अत्रोल्लसंति हरयो गुरवो महेशा
लक्ष्मीधरा अपि भवांतकृतोऽप्यनंताः ।
गौर्यश्च ताः प्रतिगृहं यदतो व्यधायि
स्वर्गोऽपि येन नगरेण स रेणुतुल्यः ॥ २१ ॥

ભાવાર્થ—એ નગરમાં અનંત, (ઘણાં) હરિ, (અશ્વ અને પક્ષે ઇંદ્ર) ગુરૂ, (વડિલ અને બૃહસ્પતિ) મહેશ, (ધનાઢ્ય અને શંકર) લક્ષ્મીધર, (ધનવાન અને વિષ્ણુ) ભવાંતકૃત (મુનિઓ અને બ્રહ્મા) રહેલા છે. અને ઘેર ગૌરી (ગોર અંગવાળી સ્ત્રીઓ અને પાર્વતીઓ) છે, તેથી તે નગરે સ્વર્ગને પણ રજતુલ્ય કરી દીધું હતું. ૨૧[1]

आस्ते सदंभ इह चारुसरो न लोकः
क्लेशास्तु बन्धनजुषो न मनाक् मुनीन्द्राः ।
त्रासो मणीषु न पुनर्व्यवहारिहृत्सु
कुष्टं तु गांधिकगृहेषु जनेषु नेषत् ॥ २२ ॥

ભાવાર્થ—એ નગરીમાં હારના સુંદર સરમાં દંભ (ગુંથણી) હતો, લોકોમાં નહતો; માત્ર કેશ બંધનનેજ સેવતા હતા. મુનિઓ જરાપણ નહીં. ત્રાસ (વીંધ) મણિમાંજ હતો વ્યાપારી લોકોના હૃદયમાં નહીં. કુષ્ઠ[2] ગાંધીને ઘેર હતો લોકોને જરા પણ નહીં. ૨૨

* જડ પુરૂષો અને સમુદ્રપક્ષે ડ અને લ સરખા ગણાય તેથી જલ લેવું.

૧ અર્થાત્ સ્વર્ગમાં અનંત વગેરે એક એક છે અને, અહિં ઘણા છે તેથી તેની આગળ સ્વર્ગ રજના જેવું નિર્માલ્ય જણાય તેવું હતું.

૨ તે નામનું ઔષધ તથા કોઢીનો રોગ.

दृश्येत यत्र धनुषो गुणभङ्गभावो
लोकस्य नो गुणवतः स कदाचनापि ।
मारिस्तु शारिषु न चैव जनेषु खड्गे
पूर्नायके भवति नो दृढमुष्टिता तु ॥ २३ ॥

ભાવાર્થ—જ્યાં ગુણ (ઔદાર્ય વગેરે પક્ષે પણચ) નો ભંગ ધનુષમાં થતો, ગુણવાન લોકોમાં નહીં. મારી (માર—મરણ) સોગઠાબાજીમાં થતી, લોકોમાં નહીં. દૃઢમુષ્ટિપણું (મજબુત મુઠ પકડવી તે, પક્ષે મુષ્ટિથી ધન ન છુટે અર્થાત્ લોભ) ખડ્ગમાં હતું, લોકોમાં નહીં. ૨૩

यत्राङ्गनानयनतीक्ष्णकटाक्षलक्षा-
त्क्रूरा हि बिभ्यति रणे न रिपुप्रहारात् ।
लोकाः सृजन्ति कलहं कलहंसशुद्धाः
सार्द्धं विरोधिकलिना स्वजनेन नैव ॥ २४ ॥

ભાવાર્થ—જ્યાં શૂરવીર લોકો સ્ત્રીઓના નેત્રના તીક્ષ્ણ કટાક્ષથી ભય પામતા, રણભૂમિમાં શત્રુઓના પ્રહારથી ભય પામતા[1] નહીં. કલહંસના જેવા શુદ્ધ લોકો પોતાના વિરોધી કલિકાલની સાથે કલહ કરતા પણ કોઇ વાર સ્વજનની સાથે કરતા નહીં. ૨૪

यस्मिन् रणे वितरणेऽप्युभये पटिष्ठो
दृग्गोचरो भवति शूरजनः समग्रः ।
प्रत्यर्थिषु प्रसभमर्थिषु चापि शस्त्रै-
र्वस्त्रैश्च वर्षति सहर्षमनाः सदा यः ॥ २५ ॥

ભાવાર્થ—જ્યાં રણમાં અને દાનમાં શૂરવીર એવા સર્વ જનો નજરે આવતા હતા, કે જેઓ મનમાં હર્ષ લાવી શત્રુઓની ઉપર શસ્ત્રોની અને યાચકો ઉપર વસ્ત્રોની વૃષ્ટિઓ નિત્ય કરતા હતા. ૨૫

यस्मिन् वसंत्यपरुधाः पुरुषा उदारा
धाराधरा अभिनवाः सकलोर्वरायाम् ।

૧ અર્થાત્ પરસ્ત્રીઓના કટાક્ષથી દૂર રહેતા.

नक्तं दिनं वितरणांबुविमुक्तवक्त्रा
वर्षंति वर्जितमहोर्जितगर्जिता ये ॥ २६ ॥

ભાવાર્થ—જ્યાં રોગ વગરના ઉદાર પુરૂષો અને નવીન મેઘો વસે છે કે જેઓ મોટી ઉગ્ર ગર્જના છોડી ઉજ્વળ મુખ કરી રાત્રી દિવસ સર્વ પૃથ્વીમાં દાન (અનજલ) વર્ષાવતા હતા. * ૨૬

श्रीसार्वमंदिरमहोन्नतशातकुंभ-
कुंभप्रभाभिरभितास्तितमिरे निरस्ते ।
नित्यप्रकाशभवनेक्षणतोऽन्यलोको
यस्मिन् सविस्मयमनाः किल बोभवीति ॥ २७ ॥

ભાવાર્થ—શ્રી તીર્થંકર પ્રભુના મંદિરોના મોટા અને ઉંચા સુવર્ણના કલશોની કાંતિથી સર્વ તરફ અંધકારનો નાશ થવાથી ત્યાં નિત્ય પ્રકાશ રહેતો જોઇ બીજા લોકો મનમાં અતિશય વિસ્મય પામતા હતા. ૨૭

पाणिग्रहार्हतगृहप्रतिमाप्रतिष्ठा-
स्नात्रोत्सवेष्वतुलमंगलनादवृंदैः ।
स्तोको पि शोकनिनदो न हि यत्र चित्र-
माकर्ण्यते श्रवणयोः कटुकः कदाचित् ॥ २८ ॥

ભાવાર્થ—જ્યાં વિવાહ, અર્હંત મંદિરની પ્રતિષ્ટા, અને સ્નાત્રના મહોત્સવોમાં થતાં અનુપમ મંગલ નાદના સમૂહથી શોકનો થોડો પણ ધ્વનિ કદિ સાંભળવામાં આવતોજ નહીં, એજ આશ્ચર્ય હતું. ૨૮

यस्मिन्नघोद्भवभयं भवति स्वचक्र-
द्विट्चक्रजा तु न हि जातु समस्ति भीतिः ।
लोके न लोकविभुतोऽपि तु तीर्थनेतुः
प्रासादपंक्तिषु सदा वरिवर्त्ति दंडः ॥ २९ ॥

* ઉદાર પુરૂષો ગર્વથી આત્મપ્રશંસાની ગર્જના છોડી દાન વર્ષાવે છે, અને મેઘ ગર્જના છોડી જલ વર્ષાવે છે. જે મેઘ વધારે ગાજે તે વર્ષે નહીં

ભાવાર્થ—જ્યાં લોકોને પાપનોજ ભય લાગતો, [1] સ્વચક્ર અને પરચક્ર ( શત્રુચક્ર )થી કદિ પણ ભય લાગતો નહીં, અને હંમેશા તીર્થંકરોના પ્રાસાદોની પંક્તિઓની ઉપર દંડ ( ધ્વજદંડ ) હતો પણ લોકોમાં રાજાનો દંડ નહતો. અર્થાત્ પ્રજા એવી નીતિમાન્ હતી કે જેને દંડ કરવાનો રાજાને પ્રસંગજ આવતો નહીં. ૨૯

यस्मिन् पुरे सुरगुरुर्गुरुधीरदूष्य-
वैदुष्यलक्षणजुषो विदुषो निरीक्ष्य ।
किं शिक्षितुं तदधिकाः किल हृद्यविद्या
अद्यापि न त्यजति मंजुललेखशालाम् ॥ ३० ॥

ભાવાર્થ—જે નગરના નિર્દોષ વિદ્વત્તાવાળા વિદ્વાનોને જોઈ મોટી બુદ્ધિવાળા બૃહસ્પતિ પણ જાણે તેમનાથી અધિક મનોહર વિદ્યા શીખવા ઈચ્છતા હોય તેમ અદ્યાપિ સુંદર[2] લેખશાળા ( પાઠશાળા )-ને છોડતા નથી. ॥ ૩૦ ॥

शत्रुः कलिः कलितदुर्ललितः पृथिव्यां
व्याप्तं सृजन् जनमनोघनतापकर्ता ।
लेभे प्रवेशमपि यत्र पवित्रपुण्य-
पृथ्वीपतौ जयति नो सुमनोऽभिपूज्ये ॥ ३१ ॥

ભાવાર્થઃ--દેવતાઓને પૂજવા યોગ્ય એવો પવિત્ર પુણ્યરૂપી રાજા વિજય પામે છે. દુષ્ટ ચેષ્ટાવાળો અને લોકોના મનમાં અતિ તાપ કરનાર કલિયુગરૂપી શત્રુ પૃથ્વીમા વ્યાપ્ત છતાં પણ તે એ નગર-

---

૧ સ્વચક્ર એટલે માહોમાંહી કલહ અને પરચક્ર એટલે શત્રુ તરફથી કલહ, અથવા તે ઇતિમાં પણ ગણાય છે.

૨ અહિં લેખ એટલે દેવતા તેમની શાળા અર્થાત્ દેવસ્થાનો એનો પણ અર્થ થાય.

માં પ્રવેશ કરી શક્યો નહુતો.[1] ૩૧

यस्मिन् सकर्णमनुजाः स्वकर्णपर्णै-
स्तूर्णं मुनींद्रवचनामृतमापिवन्तः ।
मिथ्यात्वजीवितहरोत्कटकालकूटं
पीतं वमन्ति च भवंत्यजरामरास्ते ॥ ३२ ॥

ભાવાર્થઃ—જેમાં ઉત્તમ શ્રોતાજનો પોતાના કર્ણરૂપ પત્રોથી મુનીંદ્રોના વચનામૃતને પાન કરી જીવિતને હરનાર પીધેલા મિથ્યાત્વ રૂપી ઉગ્ર કાલકૂટનું વમન કરતા હતા અને પછી તેઓ અજરામર થતા હતા.[2] ૩૨

यत्रार्हतां भगवतां सदनेषु शश्व-
द्दंदह्यमानघनधूपसमुत्थधूमः ।
अभ्रभ्रमं विरचयन् शिखिनां कुलानि
हर्षाकुलानि कुरुते च सतांडवानि ॥ ३३ ॥

ભાવાર્થ—જ્યાં અર્હંતપ્રભુના મંદિરોમાં હંમેશાં દહન થતા ઘાટા ધૂપમાંથી ઉઠેલો ધુમ્ર આકાશમાં વાદળાનો ભ્રમ કરી મયૂર પક્ષીઓના વૃંદને નૃત્ય અને હર્ષ કરાવતો હતો. ૩૩

अभ्रंलिहस्वगृहदीव्यदधित्यकायाम्
क्रीडन् महेभ्यनिकरः स्वकरप्रचेयम् ।
यत्रांतरीक्षकुसुमभ्रमकृत् पवित्र-
नक्षत्रमंडलमिदं हृदि मन्यते स्म ॥ ३४ ॥

ભાવાર્થ—જ્યાં આકાશ સુધી ઉંચા અને પ્રકાશમાન મહેલોની ઉર્ધ્વ ભૂમિમાં ક્રીડા કરતો ધનાઢ્ય પુરૂષોનો સમૂહ આકાશ પુષ્પના

૧ અર્થાત્ પુણ્યરૂપી રાજાએ કળિયુગરૂપ શત્રુને તે નગરમાં પેસવા દીધો નહુતો. ૨ અમૃતના પાનથી વિષનું વમન થાય છે અને પછી અજરામર થવાય છે.

ભ્રમને કરનારા પવિત્ર નક્ષત્રમંડળને પોતાના હસ્તથી ચુંટી શકાય તેમ હૃદયમાં માનતો હતો. ૩૪

पापप्रभूततरभूतभयप्रदायि-
स्वाध्यायमंत्रगुणनोद्यतसाधुमालाः ।
श्रीधर्महस्तिपतिखेलनहस्तिशाला
भ्राजंति यत्र विपुलाः किल धर्मशालाः ॥ ३५ ॥

ભાવાર્થ—પાપરૂપી ઘણા ભૂતોને ભય આપનાર સ્વાધ્યાય રૂપ મંત્રનો જપ કરવામાં તત્પર એવી જેમાં સાધુઓની પંક્તિઓ છે અને અર્હંતધર્મરૂપી ગજેંદ્રને ખેલવાની જે[1] હસ્તિશાળા હોયછે એવી વિશાળ ધર્મશાળાઓ જે નગરમાં શોભતી હતી. ૩૫

राजंति यत्र जिनराजगृहेषु पंच-
वर्णाचिरत्नमणिरत्नसुतोरणानि ।
एनोजयाद्विजयलक्ष्मिवृतस्य धर्म-
भूपस्य मंगलकृते किमु सज्जितानि ॥ ३६ ॥

ભાવાર્થ—જ્યાં ચૈત્યની અંદર બાંધેલા પંચવર્ણી નવીન મણિરત્નોનાં તોરણો જાણે પાપનો જય કરવાથી વિજયલક્ષ્મીએ વરેલા ધર્મ રૂપ રાજાના મંગળને અર્થે તે તૈયાર કર્યાં હોય તેવા દેખાય છે. ૩૬

यस्मिन् विराजति महोन्नतिभृद्विशालः
शाल. सुराचलकलः प्रतिपंथिकालः ।
सद्वर्तुलत्वकलितः किमु भूमिरामा
हस्ताम्बुजन्मकटकः स्फुटकम्रताभृत् ॥ ३७ ॥
पूर्णेन्दुबिम्बवदनामदनाभिरेका-
श्चातुर्यवर्यकमला. कमलायताक्ष्य. ।

---

૧ હસ્તિશાળામા જેમ ગજેદ્રો ખેલે તેમ તેમા ધર્મરૂપી ગજેદ્ર ખેલતો હતો.

तारुण्यपुण्यतनुचङ्गिमभासीरामाः
श्यामातिकृष्णकवरीजीतभृङ्गरामाः ॥ ३८ ॥
सौभाग्यभंगिसमदाः प्रमदा विभांति
यस्मिन् स्मितद्युतिविराजितराजदंताः ।
किं स्वर्णवर्णवपुषः सुरयोषितोऽत्रा-
जग्मु पुरस्य सुषमाव्रतवीक्षणोत्काः ॥ ३९ ॥ युग्मम्

ભાવાર્થ—જે નગરીનો કિલ્લો મહન્ ઉન્નતિને ધારણ કરનાર, મેરૂગિરિની સ્પર્ધા કરનાર, અને સુંદર [1]વર્તુલ આકૃત્તિવાળો હતો. કૃષ્ણવર્ણી કેશપાશથી ભમરીઓને જિતનારી સૌભાગ્ય રચનાથી મદવાળી અને હાસ્યની કાંતિથી સુશોભિત [2]રાજદંતવાળી પ્રમદાઓ જાણે સુવર્ણવર્ણી શરીર ધારી દેવાંગનાઓ આ નગરની શોભા જોવાને અહિં આવી હોય તેમ લાગતી હતી. ૩૭–૩૮–૩૯

तस्मिन् पुरे वसति भीतिभिदैकसज्ञः
श्रीसज्जनः सुकृतमज्जनपूतचित्तः ।
शिश्राय यो हि मुकुटश्रियमाश्रितश्री-
विश्राणनो नृपतिसभ्यमहेभ्यवृंदे ॥ ४० ॥

ભાવાર્થ—તે નગરમાં ભય ભેદવામાં તત્પર અને જેનું ચિત્ત સુકૃતોમાંજ મગ્ન છે એવો સજ્જન નામે એક શ્રેષ્ટી રહેતો હતો. પોતાના આશ્રિતોને લક્ષ્મીનું દાન કરનાર તે શ્રેષ્ટી રાજાના સર્વ [3]સભ્યગૃહસ્થોના વૃંદમાં મુગુટની શોભાને ધારણ કરતો હતો. ૪૦

येनानिशं सहृदयेन हृदालवाले
सद्वासनोज्ज्वलजलेन तथाभ्यषेचि ।

૧ વર્તુલ આકૃત્તિ–એટલે ગોલાકૃતિ. ૨ આગળના ઉપલા બે દાત તે રાજદત કહેવાય છે. તેમા કેટલાક ભાગની સ્ત્રીઓ સોનાની રેખા જડાવે છે, તેથી તે સુશોભિત લાગે છે. ૩ સભ્ય એટલે સભાસદ.

श्रीसार्वभक्तिसुरवल्लिरियं प्रफुल्ला
तैस्तैर्यथाफलभरैः फलति स्म सद्यः ॥ ४१ ॥

ભાવાર્થ—સમાન હૃદયવાળા જે વિદ્વાન્ શ્રેષ્ટીએ પોતાના હૃદય રૂપી ક્યારામાં સદવાસના રૂપી જલવડે શ્રી અર્હંત ભક્તિરૂપી કલ્પ-વલ્લીને એવી રીતે સિંચન કરેલી હતી કે તે વલ્લી પ્રફુલ્લિત થઇ યથાયોગ્ય ફળોના સમૂહથી સફળ થતી હતી. ૪૧

यन्मानसे शमरसेन भृते नितांतं
कारुण्यपुण्यनलिनीवनराजिरम्ये ।
चक्रीडति प्रतिदिनं विधुरुक्तवलक्ष-
पक्षद्वयीद्धजिनधर्ममरालबालः ॥ ४२ ॥

ભાવાર્થ—ચંદ્રની કાંતિ જેવા બે શ્વેત પક્ષ ( પાખો ) થી વૃદ્ધિ પામેલો શ્રી જિનધર્મરૂપ બાલહંસ શમતા રસથી ભરેલા અને દયારૂપી પવિત્ર કમલવનની શ્રેણીથી રમણીય એવા જેના[1] માનસ ( મન પક્ષે સરોવર ) મા પ્રતિદિન વિશેષ ક્રીડા કરતો હતો. ૪૨

औदार्यधैर्यघनशौर्यगभीरिमाद्य-
माद्यद्गुणावलिरियं गणना व्यतीता ।
अन्यत्र संस्थितिमिहानवलोकयन्ती
संशिश्रिये प्रणयतः किमु यस्य कायं ॥ ४३ ॥

ભાવાર્થ—ઔદાર્ય, ધૈર્ય, અતિશૌર્ય, અને ગાંભીર્ય વગેરે અગણિત ગુણોની શ્રેણીએ બીજે સ્થળે પોતાની સ્થિતિ ન જોવાથી તે શ્રેણીની કાયાનો સ્નેહથી આશ્રય કર્યો હતો.[2] ૪૩

૧ જેમ રાજહસ માનસ સરોવરમા ક્રીડા કરે તેમ ધર્મ રૂપી હંસ તેના મનમા રમી રહ્યો હતો.

૨ અર્થાત્ તેનામા ઔદાર્ય, ધૈર્ય, શૌર્ય, ગભીર્ય વગેરે ગુણો હતા.

आलोक्य यद्वितरणस्य कलामनल्पां
कल्पद्रुकल्पलतिकादिपदार्थसार्थाः ।
ह्रीणा इव द्रुतमदृश्यपदेषु जग्मु-
र्येदुस्सहो हि महतामिह मानभंगः ॥ ४४ ॥

ભાવાર્થ—જેની દાન આપવાની મોટી કળા જોઈ કલ્પવૃક્ષ અને કલ્પલતા વગેરે પદાર્થો જાણે લજ્જા પામ્યા હોય તેમ તે તત્કાળ [1] અદૃશ સ્થાનોમાં ચાલ્યા ગયા. કારણ કે, મહાન્ પુરૂષોથી માનભંગ સહન થઈ શકતો નથી. ॥ ૪૪ ॥

गंभीरिमप्रवरधीरिमचंगिमाद्य-
माद्यद्गुणा वपुषि पुण्यवतामुनाऽमी ।
संस्थापिता न तु वहं किमिति प्रकोपा-
टोपेन यस्य हि दिगंतमियर्ति कीर्त्तिः ॥ ४५ ॥

ભાવાર્થ—આ પુણ્યવાન્ શ્રેષ્ટીએ ગાંભીર્ય, ઉત્તમ ધૈર્ય અને સૌંદર્ય વગેરે સદ્ગુણોને પોતાના શરીરમાં ધારણ કર્યા અને મને કેમ ન ધારણ કરી ? એમ કોપનો આડંબર કરી તેની કીર્તિ દિશાઓના છેડામાં ફરતી હતી. અર્થાત્ તેની કીર્તિ સર્વત્ર ફેલાઇ હતી. ॥ ૪૫ ॥

आशैशवादपि बभूव मनो यदीयं
मिथ्यात्वकश्मलमलेन मलीमसं नो ।
व्योमांगणं विकचतारकचक्रतारं
किं लिप्यते क्षितिजरेणुभरैः कदाचित् ॥ ४६ ॥

ભાવાર્થ—[2]તેનું હૃદય બાળપણાથીજ મિથ્યાત્વરૂપ પાપના મળવડે મલીન થયેલું નહતું, જેમાં તારાઓનું ચક્ર પ્રકાશિત રહે છે

---

૧ સ્વર્ગાદિ અદૃશ્ય સ્થાનમા ચાલ્યા ગયા.

૨ અર્થાત્ જેમ પૃથ્વીના રજથી આકાશ લીંપાતું નથી તેમ તેનું હૃદય મિથ્યાત્વ રૂપ મલથી મલીન થયેલું નહતું.

એવા આકાશનું આંગણું શું કોઈવાર પૃથ્વીના રજથી લિંપાય છે? અર્થાત્ લીંપાતું નથી. ॥ ૪૬ ॥

सम्यक्त्वरत्नमचिरत्नमहो यदीयं
शंकादिदोषपरिमोषिगणैर्न जह्रे ।
उच्चैः सुपर्वपतिपर्वततुंगशृंग-
मीषद्युगांतपवनैरपि कंप्यते किम् ॥ ४७ ॥

ભાવાર્થ—જેનું નવીન તેજવાળું સમકિત રૂપી રત્ન શંકા વગેરે દોષ રૂપી ચોરોના ટોળાએ હરણ કર્યું નહતું. શું યુગાંત (પ્રલય) કાળના પવનોથી મેરૂગિરિનું ઊંચું શિખર જરાપણ કંપે? અર્થાત્ કંપે નહીં. ॥ ૪૭ ॥

स्वांतेऽर्हता भगवता रचिताधिवासे
यस्य प्रवेष्टुमपि न प्रभवन्ति देवा ।
हर्यादयो हरिकृतालयके वनेऽस्मी
नि शूकशूकरगणा विलसन्ति किं वा ॥ ४८ ॥

ભાવાર્થ—શ્રી અર્હંત પ્રભુએ જેમાં નિવાસ કરેલો છે એવા જેના હૃદયમાં હરિ હર વગેરે દેવતાઓ પેસવાને પણ સમર્થ થતા ન [1]હતા. કેશરીસિંહ વસે એવા વનમાં ડુક્કરોના ગણ શી રીતે વિલાસ કરે. ॥ ૪૮ ॥

शत्रुंजयाद्यखिलतीर्थसमर्घयात्रा-
स्नात्रातिमात्रधनसद्व्ययमुख्यपुण्यैः ।
योऽदीपयज्जिनमतं कुमतापहंतृ
भानूत्करैर्नभ इवाखिलमुष्णभानुः ॥ ४९ ॥

ભાવાર્થ—જેમ સૂર્ય પોતાના કિરણોના સમૂહથી સમગ્ર આકાશને દીપાવે તેમ સજ્જન શ્રેષ્ઠીએ શત્રુંજયાદિ સમગ્ર તીર્થોની મૂલ્યવ-

૧ અર્થાત્ તેને મિથ્યાત્વી દેવ રૂચતા ન હતા.

તી યાત્રાઓ કરવી, અને સ્નાત્રોત્સવમાં દ્રવ્ય ખર્ચવું વગેરે પુણ્ય કાર્યો આચરી કુમતિને હણનાર એવા શ્રી જિનમતને દીપાવ્યો હતો.

तस्याजनि स्वजनवल्लभताभिरामा-
रामासु रत्नमुकुटोपमितिं दधाना ।
भार्या त्रिपक्षविशदा लसदाप्तभक्ति-
व्यक्तिर्वरेण्यगुणमाल्हणदेविनाम्नी ॥ ५० ॥

ભાવાર્થ—તે શ્રેષ્ઠીને સ્વજન વર્ગની પ્રીતિથી સુશોભિત, સર્વ સ્ત્રી વર્ગમાં રત્ન-મુગટની ઉપમાને ધારણ કરતી, અર્હંત પ્રભુની ભક્તિનો વિલાસ પ્રગટ કરતી, અને ત્રણ [1]પક્ષમાં ઉજ્વલ એવી માલ્હણ દેવી નામે શ્રેષ્ઠ ગુણવાળી સ્ત્રી હતી. ॥ ૫૦ ॥

प्रह्लादप्रदेव कमला कमलाप्रियस्य
मान्याभवद् भुवि भवस्य यथा भवानी ।
स्रष्टुः प्रियैव जननी च यथा सवित्री
श्रीसज्जनस्य धनिनोऽजनि तद्वदेषा ॥ ५१ ॥

ભાવાર્થ—લક્ષ્મી જેમ વિષ્ણુને આનંદ આપનારી છે, પાર્વતી શં-કરને અને બ્રહ્માને પ્રિય સાવિત્રી છે તેમ આ સજ્જન શ્રેષ્ઠીને માલ્હણ દેવી પ્રિય હતી. ॥ ૫૧ ॥

श्रीरामचंद्ररमणी रमणी प्रतीता ।
सीता किमु प्रद्युम्नराजभरव्यतीता ।
किं प्रस्फुरन्नलमदमा दमयंत्यसौ वा
धर्मोद्यमेष्वनलसा सुलसा च सा वा ॥ ५२ ॥
नम्यक्रमा किमु रमाथ मनोरमा वा
कलसावसंघकदनामदनाद्रिरेखा ।

---

१ પિતૃકુલ, શ્વસુરકુલ અને મોશાળકુલ એ ત્રણે પક્ષો તેના શુદ્ધ હતા અર્થાત્ તે સર્વ રીતે કુલીન હતી.

भद्राथ भद्रमहिमौघशुभा सुभद्रा
किं वांजना सुजनरंजनशीललीला ॥ ५३ ॥
कुन्ती सती गुणवती नु मृगावती वा
ज्येष्ठाथवा प्रगुणसद्गुणशिष्टचेष्टा ।
इत्थं परिस्फुरदनल्पविकल्पजालं
चर्कर्ति या सुमनसां मनसि प्रशस्यं ॥ ५४ ॥

त्रिभिर्विशेषकम्

ભાવાર્થઃ—એ માલ્હણદેવી શું પ્રસરતા પાપના સમૂહને દૂર કરનારા અને રમણીઓમા પ્રખ્યાત શ્રી રામચંદ્રની સ્ત્રી સીતા છે, વા શમદમની સ્ફૂર્તિવાળા નળરાજાની સ્ત્રી દમયંતી છે, અથવા ધર્મના ઉપયોગમાં આળસ રહિત એવી મહાસતિ સુલસા છે? (૫૨) નમવા યોગ્ય જેના ચરણ છે એવી શું રમા છે કે મનોરમા છે? ઉપાર્જેલા પાપને નાશ કરનારી શું સતિ મદનરેખા છે? પવિત્ર મહિમાના સમૂહથી ઉત્તમ એવી ભદ્રા કે સુભદ્રા છે? અથવા સજ્જનોને રંજન કરનારા શીલવાળી શું સતિ અંજના છે? (૫૩) અથવા શું સતિ કુન્તી છે? વા ગુણવાળી મૃગાવતી છે? અથવા ઉત્તમ આચરણવાળી જયેષ્ટા છે? આ પ્રમાણે તે માલ્હણદેવીને બુદ્ધિમાનો તથા સજ્જનોના મનને અનેક પ્રકારના પ્રશંસવાયોગ્ય સંકલ્પ વિકલ્પો કરાવતી હતી. ॥ ૫૪ ॥

विद्याधरीरपि सुरीरधरीकरोति
सौंदर्यवर्यवपुषः सुषमाचयैर्या ।
तस्याः पुरः समपुरप्रमदा अखर्वं
गर्वं कथं मनसि बिभ्रति विभ्रमोत्थ ॥ ५५ ॥

ભાવાર્થ—દેવી પોતાના સૌંદર્ય ભરેલા શરીરની અધિક શોભાથી વિદ્યાધરોની સ્ત્રીઓને અને દેવીઓને તિરસ્કાર કરતી, તો તેની આગળ

નગરની સ્ત્રીઓતો પોતાના રૂપ વિલાસનો અતિ ગર્વ મનમાં શી રીતે લાવી શકે ? અર્થાત્ તે એવી સુસ્વરૂપ અને સદ્‌ગુણસંપન્ન હતી કે તેની આગળ બીજી સર્વ સ્ત્રીઓનું અભિમાન ઉતરી જતું હતું. ૫૫

यस्याः कथं नु वदनांबुरुहा सहाय
मारोहतु द्विजपतिस्तुलनां घनां यः ।
दोषाकरोऽपि विधृतांककलंकपंकः
शश्वज्जडात्मकतनुस्तनुताधरश्च ॥ ५६ ॥

ભાવાર્થ—માલ્હણદેવીના મુખકમળ સાથે આ ચંદ્રની તુલના કેમ કરી શકાય ? કારણ કે ચંદ્ર તો દોષીત–અંક રૂપ કલંકીત જડ સ્વરૂપ અને કૃશતાને ધારણ કરનારો છે. ॥ ૫૬ ॥

અર્થાત્ માલ્હણદેવીનું મુખ નિર્દોષ, નિષ્કલંક, જડતારહિત અને હંમેશા આનંદીત રહેનારૂં છે. ચંદ્ર દોષાકર એટલે દોષોની ખાણ રૂપ છે. અંક રૂપ કલંકને ધરનારો છે, જડાત્મક આહિં ડ અને લ અક્ષર સમાન હોવાથી જલાત્મક=જલ [1]મંડળ રૂપ છે, અને નિરંતર કૃષ્ણપક્ષમાં ક્ષય પામતો હોવાથી કૃશતાને ધારણ કરનાર છે.

यस्या निरीक्ष्य हरिणी हरिणीदृशोऽति-
स्मेरारविंदमदशोचनलोचनर्द्धि ।
सा लज्जितेव विजितेव ययौ वनानि
स्याल्लज्जितश्च विजितश्च हि दूरवर्ती ॥ ५७ ॥

ભાવાર્થઃ—તે હરિણાક્ષીના વિકાસ પામેલા કમળના મદને મુકાવનારી નેત્રની શોભા જોઈ હરિણી જાણે લજ્જા પામી હોય અથવા હારી ગઇ હોય તેથી જાણે વનમાં ચાલી ગઈ છે કે શું ? કારણ કે, જે લજ્જા પામે કે હારી જાય તે ( શરમાઇને ) દૂર જઈ રહે છે. ॥૫૭॥

---

૧ ચંદ્ર મંડળમાં જળ છે એમ શાસ્ત્રકારો કહે છે.

नात्युष्णशीतलमिदं भवतु स्वभावो
नावींद्दगेव किमिति स्वधिया विमृश्य ।
तच्छिक्षणाय किल शिश्रियतुः शशीनौ
यस्या मुखाब्जमुरुकुंडलकैतवेन ॥ ५८ ॥

ભાવાર્થઃ--આ સ્ત્રીનું મુખકમળ અતિ ઉષ્ણ અને અતિ શીતળ નથી તેથી તેને આશ્રય કરવાથી આપણા બંનેનો સ્વભાવ પણ તેવોજ થાઓ એવો વિચાર કરી સૂર્ય અને ચંદ્રે તે સ્વભાવના શિક્ષણને માટે તેના બે મોટા કુંડળના મિષથી માલ્હણદેવીના મુખ કમળનો આશ્રય કર્યો હતો.[1] ॥ ૫૮ ॥

कंठो विराजतितरामिह कंबुकंठ्या
यस्या स्फुरन्मधुरिमा शिखिमानरेखः ।
तद्रामणीयकमपेक्ष्य निरंबुकंबु
किं रारटीत्यसुखभृत् प्रतिमंदिरं सः ॥ ५९ ॥

ભાવાર્થઃ—શંખના જેવો જેનો કંઠ છે એવી માલ્હણદેવીનો માધુર્યવાળો અને મયૂરના જેવી રેખાવાળો કંઠ ઘણો સુંદર શોભતો હતો. તેનું સૌંદર્ય જોઇ પાણીવગર થયેલો શંખ દુઃખ પામી પ્રત્યેક દેવમંદિરે મોટો નાદ કરી પોકાર કર્યા કરેછે ![2] ॥ ૫૯ ॥

मध्येन मेध्ययशसोऽतिकृशेन यस्याः
प्रोद्यत्प्रभूतनुजमेण पराभिभूतः ।
पंचानन स किमु काननमध्यवर्त्ती
जज्ञे यतोऽस्ति वसुधा बहुधामभूत्भाक् ॥ ६० ॥

---

૧ અર્થાત્ માલ્હણદેવીના કાનના બે કુંડળ જાણે સૂર્ય, ચંદ્ર હોય તેવા દેખાય છે.

૨ દેવમંદિરે શંખનો નાદ થાય છે તે ઉપર કવિએ ઉત્પ્રેક્ષા કરેલી છે. શંખને કંઠની ઉપમા પણ અપાય છે.

ભાવાર્થ—પવિત્ર યશવાળી માલ્હણદેવીના અતિ કૃશ અને શોભાવાળા શરીરના મધ્યભાગ ( કટીપ્રદેશ )થી પરાભવ પામીને કેશરીસિંહ વનમાં જઇ વસ્યો હશે કે શું ! કારણ કે આ પૃથ્વી ઘણાં સ્થાનને ધારણ કરનારી છે. ॥ ૬૦ ॥

यद्देहकांतिततिभिर्विजिता सुवर्ण-
केतक्यसाधनिभसौरभकेलिभूमिः ।
लग्नोल्लसन्मधुकरप्रकरच्छलेन
हालाहलं सपदि खादति दुःखिता किं ॥ ६१ ॥

ભાવાર્થ—અનુપમ સુગંધની ક્રીડાભૂમિ રૂપ સુવર્ણની કેતકી તેના શરીરની શ્રેણીઓથી પરાભવ પામી દુઃખી થઈ, પોતાની ઉપર આસક્ત થયેલા ભમરાઓના સમૂહના મિષથી જાણે હળાહળ વિષને પાન કરતી હોય તેમ લાગે છે. ॥ ૬૧ ॥

प्रावृण्मता भवति चातकपक्षिणो वा
दंतावलस्य फलपेशलशल्लकीव
मुक्तिर्मितोक्तिसञ्जुषश्च यथा मुमुक्षोः
सा सज्जनस्य रमणीयगुणैरतथासीत् ॥ ६२ ॥

ભાવાર્થઃ—ચાતકપક્ષીને જેમ વર્ષાઋતુ, ગજેંદ્રને જેમ કોમળ ફળવાળી શલ્લકીનું વૃક્ષ, [2]મિત વચનને સેવન કરનારા મુમુક્ષુ જનને જેમ મુક્તિ પ્રિય હોય છે; તેમ સજ્જન શ્રેષ્ટીને ઉત્તમ ગુણોથી અંકીત થયેલી તે માલ્હણદેવી પ્રિય થઈ પડી હતી. ॥ ૬૨ ॥

---

૧ જે માણસ પરાભવ પામે તે લજ્જાથી વિષપાન કરે છે તેમ કેતકી હળાહળનું પાન કરતી હતી. હળાહળ વિષ કાળું છે તેથી ભ્રમરાની ઉપમા ઘટે છે.

૨ મુમુક્ષુ જન મિત–અલ્પ વચન બોલે છે.

### शार्दूलविक्रीडितं.

दंपत्योरनपत्ययोः किल तयोर्जाग्रद्यशःख्यातयो
र्देवार्चागुरुवंदनप्रभृतिसत्पुण्यप्रथापूतयो ।
पौलोमीपुरुहूतयोरिव मिथः प्रेमप्रकर्षोल्लस-
त्प्रीतिस्फीतिजुषोः सुखोदयमय कालः कियानत्यगात् ॥६३॥

ભાવાર્થઃ—દેવપૂજા, ગુરૂવંદન વગેરે સત્કર્મના આચરણથી પવિત્ર યશથી વિખ્યાત અને ઈંદ્ર અને ઈંદ્રાણીની પેઠે પરસ્પર પ્રેમના ઉત્કર્ષથી ઉલ્લાસ પામતી પ્રીતિને સેવન કરતા એવા તે દંપતી ( સજ્જન શ્રેષ્ટી તથા માલ્હણદેવી ) નો કેટલોએક કાળ કાંઈ સંતતિ વગર સુખના ઉદયમાજ નિર્ગમન થઈ ગયો. ॥ ૬૩ ॥

इति युगप्रधानावतारश्रीबृहत्तपागच्छशृंगारहारपरमगुरुपूज्याराध्यभट्टारकपुरंदरश्रीसोमसुंदरसूरिसौभाग्यादिगुणव्यावर्णने तच्छिष्यपंडितप्रतिष्ठासोमविरचिते श्रीसोमसौभाग्यनाम्नि काव्ये श्रीगुरुजन्मभूम्यादिप्रकटनो नाम प्रथमः सर्गः ॥ १ ॥

ભાવાર્થ—યુગના પ્રધાન અવતાર, શ્રી મહાન્ તપાગચ્છના શૃંગાર હારરૂપ, પરમગુરૂ, પૂજવા યોગ્ય, આરાધન કરવા યોગ્ય, અને આચાર્યોના ઈંદ્ર એવા શ્રી સોમસુંદરસૂરિના સૌભાગ્ય વગેરે ગુણોનું જેમાં વર્ણન છે, અને જે તેમના શિષ્ય પંડિત સોમસૂરિએ રચેલું છે એવા આ શ્રીસોમસૌભાગ્ય નામના કાવ્યમા શ્રી ગુરૂની જન્મભૂમિ વગેરેને પ્રકટ કરનાર પ્રથમ સર્ગ સમાપ્ત થયો. ॥ ૧ ॥

## ॥ द्वितीयः सर्गः ॥

अथान्यदावदातास्या शस्या श्रीसज्जनप्रिया ।
स्वप्नेऽस्वप्नेश्वरश्रेणिस्तुत्यापत्यासिसादरा ॥ १ ॥

दद्दर्श दर्शनद्वंद्वप्रीतिस्फीतिविधायिनम् ।
सोमं ध्वस्ततमस्तोमं व्योममंडलमंडनम् ॥ २ ॥
गिरीशगिरिवच्छुभ्रं बिभ्राणं सकलाः कलाः ।
क्षालयंतं दिगंतं च ज्योतिरुज्वलसज्जलैः ॥ ३ ॥
चकोरपक्षिपक्षस्य प्रकृष्टप्रमदप्रदम् ।
सिंचंतं चामृतस्त्राविकरैर्हर्षकरैर्दृशः ॥ ४ ॥
चतुर्भिः कलापकम् ।

ભાવાર્થ—ઉજ્વળ મુખવાળી, પ્રશંસા કરવા યોગ્ય અને ઇદ્રોની વાણીએ સ્તુતિ કરવા યોગ્ય એવી સંતાનની પ્રાપ્તિમા આદરવાળી તે સજ્જન શ્રેષ્ઠીની પ્રિયા માલ્હણદેવીએ એક વખત સ્વપ્નામાં પૂર્ણચંદ્રને જોયો. નેત્ર[1] યુગ્મને જે ચંદ્ર અતિ પ્રીતિ કરનાર, અંધકારના સમૂહનો નાશ કરનાર, ગગન મંડળના આભૂષણ રૂપ કૈલાસગિરિના જેવો શ્વેત અને સર્વ કળાઓને ધારણ કરતો હતો. વળી જે પોતાના તેજ રૂપ ઉજ્વલ જળથી દિશાઓના પ્રાંત ભાગને [2]પ્રક્ષાલન કરતો હતો. ચકોર પક્ષીના સમૂહને અધિક હર્ષ આપતો હતો અને અમૃતને [3]સ્રવનારા હર્ષકારી કિરણોથી દૃષ્ટિઓમાં સિંચન કરતો હતો. ૧-૨-૩-૪

प्रातः प्रातस्त्यकृत्यांते स्वांते हर्षं वहंत्यथ ।
दयिता स्वदयिताग्रे सा स्वीयं स्वप्नं न्यवेदयत् ॥ ५ ॥

ભાવાર્થ—પ્રભાતે માલ્હણદેવીએ પ્રાતઃકાળનું નિત્યકર્મ કરી, હૃદયમાં હર્ષ પામી પોતાના પતિની આગળ તે સ્વપ્નની હકીકત નિવેદન કરી. ॥ ૫ ॥

सोत्कर्णं तं समाकर्ण्य सकर्णः स्वर्णवर्णरुक् ।
अर्थमभ्यर्थमाहेप तूर्णं पूर्णमनोरथ ॥ ६ ॥

ભાવાર્થઃ—સુવર્ણના જેવી કાંતિવાળો તે વિદ્વાન્ સજ્જન શ્રેષ્ટી

૧ યુગ્મ—જોડી, બે. ૨ ધોતો હતો. ૩ ઝરનારા.

ઉંચા કાન કરી તે સ્વપ્ન સાંભળી તત્કાળ પોતાનો મનોરથ પૂર્ણ થવાનું માની, સ્વપ્નનો યથાર્થ અર્થ બોલ્યો. ॥ ૬ ॥

सोमवत् सौम्यरम्यश्रीमूर्ति स्फूर्तिमनोहर ।
पुत्रस्तव पवित्रात्मा जगदानंदयिष्यति ॥ ७ ॥

ભાવાર્થઃ—હે પ્રિયા, સોમ (ચંદ્ર) ના જેવી સૌમ્ય[1] તથા રમણીય મૂર્તિવાળો અને મનોહર સ્ફૂર્ત્તિ વાળો તમને પવિત્ર પુત્ર થશે, અને આ જગતને આનંદ આપશે. (એવો આ સ્વપ્નનો ભાવ છે) ૭

पूर्णेंदुबिंबपानादिदोहदं सुहृदां प्रियः ।
सज्जनः पूरयामास मांसलश्रीर्मृगीदृशः ॥ ८ ॥

ભાવાર્થઃ—સુહૃદ્વર્ગને પ્રિય અને અનંત લક્ષ્મીવાળા સજ્જન શ્રેષ્ઠીએ પોતાની સુહૃદ પ્રિયાને પૂર્ણ ચંદ્રબિંબનું પાન કરવાનું દોહદ[2] થયું તે (તથા બીજાં સર્વ દોહદો) પૂર્ણ કર્યું. ॥ ૮ ॥

पूर्णेऽथ समये भद्रभासुरे वासुरेऽपि च ।
उच्चस्थानस्थितेषूच्चैर्ग्रहेषु निखिलेष्वपि ॥ ९ ॥
लग्ने लग्नेश्वरास्थित्यादिकभूषणभूषिते ।
रजोमुक्तासु मुक्तांशुशुभ्रास्वखिलदिक्षु च ॥ १० ॥
व्योमाश्विवार्द्धिशीतांशुमिते संवत्सरे वरे ।
प्रमदा प्रमदाद्वैतदायिनं सुषुवे सुतं ॥ ११ ॥
त्रिभिर्विशेषकम् ॥

ભાવાર્થઃ—પૂર્ણ સમય થતાં શુભ દિવસે સર્વ ગ્રહો ઉંચા સ્થાનમાં આવ્યા હતા, લગ્ન[3] પતિની સ્થિતિ વગેરે આભૂષણોથી ભૂષિત હતી. સર્વ દિશાઓ રજથી મુક્ત અને ઉજ્વળ કિરણોથી શુભ્ર[4] હતી.

---

૧ પ્રસન્ન. ૨ દોહદ–દોહલા અર્થાત્ તેને પૂર્ણચંદ્રના બિંબનું પાન કરવાનો દોહલો થયો. ૩ લગ્નની રાશિનો સ્વામી. ૪ શુભ્ર, ધોળી.

આવા સમયમાં સંવત્ ૧૪૩૦ ના ઉત્તમ સંવત્સરને વિષે માલ્હણુ-દેવીએ અદ્વૈત હર્ષને આપનારા એવા પુત્રને જન્મ આપ્યો. ૯-૧૦-૧૧

सद्मं सदनन्तश्रीसश्रीक सज्जनस्य तत् ।
द्यातोद्यैर्नभोप्यासीच्छब्दाद्वैतमयं तदा ॥ १२ ॥

ભાવાર્થઃ—તત્કાળ તે સજ્જનનું ગૃહ મધુર વાજિંત્રોથી અનંત લક્ષ્મીવડે શોભિત થયું, અને આકાશ પણ શબ્દોથી અદ્વૈત થઇ ગયું. ॥ ૧૨ ॥

सदनेऽक्षतपात्राणि हर्षोत्कर्षाश्च मानसे ।
न ममुः सज्जनस्याहो सश्राद्धो चक्रवर्तिनः ॥ १३ ॥

ભાવાર્થ—સજ્જન પુરૂષોના સમુહમાં ચક્રવર્તી એવા સજ્જન શ્રેષ્ટીના ઘરમાં અક્ષતપાત્રો[1] સમાતાં નહોતાં, તેજ પ્રમાણે તેના હૃદયમાં હર્ષોત્કર્ષ પણ સમાતો નહોતો. ॥ ૧૩ ॥

कीर्तिलक्ष्मीनिदानानि दानानि स्वजना ददु ।
जगुश्च स्फारश्रृंगारा धवलान्यबलागणाः ॥ १४ ॥

ભાવાર્થ—સ્વજનો કીર્તિ રૂપી લક્ષ્મીના કારણ રૂપ દાનો[2] આપતા હતા, અને સ્ત્રીઓનો સમૂહ ઘણાં શ્રૃંગાર ધારણ કરી ધવલ મંગળ ગીતો ગાતો હતો. ॥ ૧૪ ॥

विभांति स्म गृहे मुक्तास्वस्तिकाः स्वस्तिकारिणः ।
तोरणानि च क्लृप्तानि कम्रैराम्रदलोत्करैः ॥ १५ ॥

ભાવાર્થ—ઘેર ઘેર કલ્યાણકારી મોતીના સાથીઆ શોભતા હતા, અને આંબાના કોમલ પત્રોના સમૂહથી તોરણો બંધાયા હતા. ॥૧૫॥

उच्छ्रितानि विभांति स्म केतनानि निकेतने ।
अमारि वारिताक्षेमः पुष्पाणां प्रकरोऽपि च ॥ १६ ॥

૧ અક્ષતપાત્ર–ચોખાના ભરેલા થાળ વધામણી નિમિત્ત આવતા તે.
૨ જે દાનો કરવાથી કીર્તિ અથવા શોભા વધે તે.

ભાવાર્થ—ઘર ઉપર ઉંચી કરેલી ધ્વજાઓ શોભતી હતી, અને કલ્યાણને નિવારનાર પુષ્પોના ઢગલાઓ ગોઠવ્યા હતા. ॥ ૧૬ ॥

रसस्फीतानि गीतानि गायंति स्म च गायना ।
नित्यं नृत्यं तथाऽऽसाम्तुः पुण्यं पण्यांगनाजनाः ॥ १७ ॥

ભાવાર્થ—ગાયકજનો રસિક ગાયનો ગાતા હતા, અને વારાંગનાઓ નિત્યે પવિત્ર નૃત્ય કરતી હતી. ॥ ૧૭ ॥

चक्रुर्जयजयारावं वंदिवृंदानि दानिन ।
पेठुर्भट्टाश्च वृत्तानि तस्य सद्वृत्तशालिनः ॥ १८ ॥

ભાવાર્થ—ચારણોના સમૂહ દાન કરનારા તે સજ્જન શ્રેષ્ઠીનો જયધ્વનિ કરતા હતા, અને ભાટ લોકો સારા આચરણોથી શોભિત એવા તેના સચ્ચિરિત્રો કહેતા હતા. ॥ ૧૮ ॥

दृष्टिप्रसादेषु प्रासादेषु जिनेशितुः ।
चक्रिरे तेन पूजाद्या हृद्या नवनवोत्सवाः ॥ १९ ॥

ભાવાર્થ—દૃષ્ટિ પ્રસન્ન કરનારા શ્રી અર્હંત પ્રભુના [1]પ્રાસાદોમાં શ્રેષ્ઠીએ પૂજા વગેરે અવનવા મનોહર ઉત્સવો કરાવ્યા હતા. ॥ ૧૯ ॥

*दीनाद्येषु लसन्मानं दानं चानंदसुंदर ।
ददौ सदौचितीपूतः पात्रेषु तु विशेषतः ॥ २० ॥

ભાવાર્થ—આનંદથી મનોહર અને હમેશાં યોગ્યતાથી પવિત્ર એવા શ્રેષ્ઠી સર્વને માન પૂર્વક દાન આપતા હતા, અને તેમા પણ યોગ્ય પાત્રોને વિશેષપણે આપતા હતા. ॥ ૨૦ ॥

जनुर्दिनाद्दिने प्राप्ते द्वादशे त्रिदशेशभाः ।
चित्ते चित्तजसा सज्जः सज्जनो विममर्श सः ॥ २१ ॥

ભાવાર્થ—કુમારના જન્મ દિવસથી બારમો દિવસ પ્રાપ્ત થતાં

૧ દેરાશરોમાં * અહિં "दानीयेषु" આનો પાઠ હોવો જોઇએ.

ઈંદ્રના જેવી કાંતિવાળો અને ચૈતન્ય તેજથી યુક્ત એવો સજ્જનશ્રેષ્ઠી ચિત્તમાં નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો. ॥ ૨૧ ॥

दानानि सति भूयांसि श्रेयांसि जगतीतले ।
अन्नदानस्य नो तानि कलामर्हंति षोडशीम् ॥ २२ ॥

ભાવાર્થ—આ પૃથ્વી ઉપર કલ્યાણકારક ઘણા પ્રકારનાં દાનો છે, તે પણ એક અન્નદાનની સોળમી કળાને પણ યોગ્ય થતાં નથી.[1] ૨૨

रक्षोयक्षोग्घ्रुरव्याघ्रभूतप्रेतविरोधिनः ।
फलत्यमानान्नदानात् श्राक्कू जायंते ते वशंवदाः ॥ २३ ॥

ભાવાર્થ—રાક્ષસ, યક્ષ, સર્પ, વ્યાઘ્ર, ભૂત, પ્રેત અને વિરોધી શત્રુઓ એ સર્વ અન્નદાનથી તત્કાળ વશ થઈ જાય છે. ॥ ૨૩ ॥

तद् भोजयामि स्वज्ञातीन् जयामि कलिविद्विषं ।
संगोजयामि स्वं पुण्यैर्गमयामि च सद्गतिम् ॥ २४ ॥

ભાવાર્થ—તેથી હું મારા જ્ઞાતિજનોને ભોજન આપું, આ કળિકાળ રૂપી શત્રુને જિતી લઉં, મારા આત્માને સુકૃત સાથે જોડી દઉં અને તેને સદ્દગતિએ પમાડું. ॥ ૨૪ ॥

विचिंत्येति ततः पुण्यैस्ततः सज्जनमंत्रिराट् ।
पुरे निमंत्रयामास सगोत्रान् गोत्रपुंगवः ॥ २५ ॥

ભાવાર્થ—ઉપર પ્રમાણે મનમા ચિંતવી સ્વગોત્રમાં ઉત્તમ અને પુણ્યથી વૃદ્ધિ પામેલા સજ્જન મંત્રિરાજે નગરમાં સ્વગોત્રીઓને આમંત્રણ કર્યું. ॥ ૨૫ ॥

ततः सुवर्णदुर्वर्णकांस्यभाजनमंडली ।
अमंडि युक्तितः पंक्त्यां चतुरैः स चतुष्किका ॥ २६ ॥

ભાવાર્થ— ત્યારપછી ચતુર પુરૂષોએ ભોજનપંક્તિમાં સોના રૂપા અને કાસાનાં પાત્રો ચતુરાઈથી ગોઠવ્યાં. ॥ ૨૬ ॥

૧ અર્થાત્ સર્વ દાનોમા અન્નદાન શ્રેષ્ઠ છે.

द्राक्षाखोडसिताचारुव्ल्लीमुख्यां फलावलिं ।
सज्जनः सज्जनानां सच्चातुर्यः पर्यवेपयत् ॥ २७ ॥

ભાવાર્થ—ચતુર સજ્જન શ્રેષ્ટીએ સજ્જનોને દ્રાખ, અખોડ, સાકર, ચારોલી વગેરે મિષ્ટ પદાર્થો પીરસવા માંડયા. ॥ ૨૭ ॥

ततस्ततमहामोदमोदकान् विश्वमोदकान् ।
स्फुरत्फाणितसज्जानि खज्जकानि मुमोच च ॥ २८ ॥

ભાવાર્થ—ત્યાર પછી સર્વને આનંદ આપનારા અતિ સુગંધી [1]મોદક; સુતરફેણી, ખાજા' વગેરે મુકવામાં આવ્યા. ॥ ૨૮ ॥

वटकैरुत्कटामोदैर्घृतपूरैश्च पूरितम् ।
सश्रीकं लपनश्रीभिर्भाजनौघं स निर्ममे ॥ २९ ॥

ભાવાર્થ—અતિ ખુશબોદાર વડાં, ઘેબર અને [2]લાપશીથી ભરાયેલાં તે પાત્રો શોભવા લાગ્યાં. ॥ ૨૯ ॥

कूरं कर्पूरशालीनां सारसौरभ्यशोभितम् ।
व्यमुंचन् निस्तुषप्रज्ञो मौद्गीं दालिं च निस्तुषाम् ॥३०॥

ભાવાર્થ—ઉજ્વળ બુદ્ધિવાળા સજ્જને ઉત્તમ સુગંધથી શોભિત એવી કપૂરી શાળના કુરા તથા મગની છડી દાળ પીરસી. ॥૩૦ ॥

तन्मध्ये मेध्यसद्बुद्धिः सुगंधममृतं घृतम् ।
वर्षन्नुत्कर्षतः स्फारधारया मेघवद् बभौ ॥ ३१ ॥

ભાવાર્થ—પવિત્ર બુદ્ધિવાળો શ્રેષ્ટી તેઓની મધ્યે સુગંધી અમૃત જેવા ઘીને મોટી ધારાથી વર્ષાવતો મેઘ પ્રમાણે શોભતો હતો. અર્થાત્ જે પ્રમાણે મેઘ જલધારા વરસાવે છે તે પ્રમાણે શ્રેષ્ટી ઘીની ધારા વરસાવતો હતો-ઘી પીરસતો હતો. ॥ ૩૧ ॥

जीवंत्याद्यमहाहृद्यपाकशाकपरंपरा ।
मुमुचे नमुचेः शत्रोः सदृशा तेन सदृशा ॥ ३२ ॥

[1] લાડુ. [2] કંસાર

ભાવાર્થ—પછી સારી દૃષ્ટિવાળા અને ઇંદ્રના જેવા તે શ્રેષ્ઠીએ જીવંતી[૧] વગેરે પાક અને શાકની વાનીઓ મુકી. ॥ ૩૨ ॥

तालवृंततटप्रांतैः प्रवरैश्चांवरांचलैः ।
अविहस्तेन हस्तेन चिक्षेप पवनं च स. ॥ ३३ ॥

ભાવાર્થ—પંખાના પ્રાંતઃભાગથી અને શ્રેષ્ઠ એવા વસ્ત્રના છેડાથી તે શ્રેષ્ઠી પોતાના હાથ વડે તેમને પવન નાખવા લાગ્યો. ॥ ૩૩ ॥

करंभं शुभशालीनां स्फुरत्कर्पूरपूरितम् ।
स मुमोच शुचिः श्रीमान् घोलकल्लोलमंजुलं ॥ ३४ ॥

ભાવાર્થ—ત્યાર પછી પવિત્ર એવા શ્રીમાન્ શેઠે કપૂરની સ્ફુરણાથી પૂરેલો અને ઘોલાના કલોલથી સુંદર એવો ઉત્તમ શાળનો [૨]કરંભો મુક્યો. ॥ ૩૪ ॥

भोजनांते च तांबूलवीटकानि समर्प्य सः ।
तन्निवेश्यासनेषूच्चैः स्वांगे रंगेण नो ममौ ॥ ३५ ॥

ભાવાર્થ—ભોજન કરાવ્યા પછી શ્રેષ્ઠીએ તેમને તાંબૂલની બીડીઓ આપી, અને તેઓને ઊંચા આસનો ઉપર બેસાર્યા. આથી તેના મનને અત્યંત આનંદ થયો. ॥ ૩૫ ॥

ततः स्वजनपौराणां पुरःकृतिपुरस्सरः ।
उवाच वाचया सौवरसमाधुर्यवर्यया ॥ ३६ ॥

ભાવાર્થ—પછી તેણે સ્વજન અને નગર જનોને સત્કારપૂર્વક અમૃતરસના માધુર્યથી શ્રેષ્ઠ એવી વાણીથી નીચે પ્રમાણે કહ્યું. ॥ ૩૬ ॥

अस्मिन् सुते सुतेजःश्रीसश्रीके कुलकेतने ।
निकेतने गुणानां च गर्भस्थे स्वस्थमानसा ॥ ३७ ॥
जननी जननीतिज्ञा प्रज्ञावज्ञातभारती ।
स्वप्नेऽमृतरसैः सांद्रं चंद्रं निस्तंद्रमैक्षत ॥३८॥ युग्मम् ॥

---

૧ એક જાતનો પકવાન્ન થાય છે. ૨ કરંભો=મીઠો ભાત

ભાવાર્થ—તેજની શોભાથી સુશોભિત, કુળમાં ધ્વજા રૂપ અને ગુણોનું સ્થાન એવો આ પુત્ર ગર્ભમાં આવતાં, સ્વચ્છ મનવાળી, લોક નીતિને જાણનારી અને પોતાની બુદ્ધિથી સરસ્વતીની પણ અવજ્ઞા કરનારી આ બાળકની માતાએ સ્વપ્નામાં અમૃતરસથી પૂર્ણ એવા પ્રકાશિત ચંદ્રને જોયો છે. ॥ ૩૭-૩૮ ॥

सोमस्य दर्शनात्पुत्रः सोमनाम्ना भवत्वय ।
सान्वर्था ह्युत्तमानां[१]स्याद्राख्या ख्याता क्षमातले ॥ ३९ ॥

ભાવાર્થ—તેની માતાને સોમ (ચંદ્ર)નું દર્શન થયેલું હોવાથી આ પુત્રનું નામ "સોમ" રાખવામાં આવે છે. ઉત્તમ પુરૂષોનું નામ પૃથ્વીમાં સાર્થક રૂપે (વિખ્યાત) થાય છે. ॥ ૩૯ ॥

इत्युक्त्वा स्फारशृंगारैस्तान् सत्कृत्य स कृत्यवित् ।
वाणीतर्जितपर्जन्यो विससर्ज महोर्जितः ॥ ४० ॥

ભાવાર્થ—આ પ્રમાણે કહી કાર્ય જાણનાર અને વાણીથી મેઘને પણ તિરસ્કાર કરનાર એવા મહાન્ ઉગ્ર શ્રેષ્ઠીએ તેમનો ઉત્તમ શ્રૃંગારથી સત્કાર કરી તેઓને વિદાય કર્યા. ॥ ૪૦ ॥

श्रीसज्जनवदान्योऽथ धन्यो मान्यो महीभृताम् ।
तुतोष नितरांलोकश्चिराद्वीक्ष्य सुताननम् ॥ ४१ ॥

ભાવાર્થ—ધન્ય અને રાજાઓને માન્ય એવો સજ્જન લાંબે કાળે પુત્રનું મુખ જોઇ સંતોષ પામ્યો-ખુશી થયો. ॥ ૪૧ ॥

पाल्यमानोऽसमानोद्यद्रूपश्रीकलितः सुतः ।
स्वगृहे जगृहे वृद्धिं नंदने कल्पवृक्षवत् ॥ ४२ ॥

ભાવાર્થ—ઉદય પામતી અનુપમ રૂપની શોભાથી યુક્ત એવો પુત્ર નંદનવનમાં કલ્પવૃક્ષ પ્રમાણે તેમને ઘેર વૃદ્ધિ પામવા લાગ્યો. ૪૨

૧ કૃતાર્થ—ગુણ પ્રમાણે નામ હોય તે

वाल्यचापल्यकेलीभिः कलितं पश्यती सुतम् ।
माता माता न हर्षेण स्वांते कांतेन संयुता ॥ ४३ ॥

ભાવાર્થ—બાલ્યવયની ચપળતાવાળી ક્રીડાઓથી પુત્રને રમતો જોઇ તેની માતા તથા પિતાના હૃદયમાં હર્ષ સમાતો નહિ. ॥ ૪૩ ॥

जल्पन्ननल्पमव्यक्तं चलन् रिंखन् स्खलन्नसौ ।
केषां न हृदयेषूच्चैर्हर्षोत्कर्षमचीकरत् ॥ ४४ ॥

ભાવાર્થ—તોતડું તોતડું બોલતો અને ભાખોડીઆભર ચાલતો, ચાલવા જતાં પડતો, એવો બાળક કોના હૃદયમાં હર્ષ ન ઉપજાવે ? અર્થાત્ તે સર્વને હર્ષ પમાડતો હતો. ॥ ૪૪ ॥

वर्द्धमान. कृताह्लादप्रपंचः पंचहायनः ।
सोऽभूत् कुमारः श्रीसोमः श्रीसोम इव निर्मल ॥ ४५ ॥

ભાવાર્થ—ચંદ્રના જેવો નિર્મળ એ શ્રી સોમકુમાર અપાર આલ્હાદ આપતો પાંચ વર્ષનો થયો. ॥ ૪૫ ॥

आलोक्य तनयं स्फीतविनय भाणनोचितम् ।
जनकश्चिंतयाचांतस्वांतश्चिंतितवानिति ॥ ४६ ॥

ભાવાર્થ—વિનયવાળા પુત્રને ભણવાને લાયક થયેલો જોઇ તેનો પિતા સજ્જન, હૃદયમાં ચિંતા કરી નીચે પ્રમાણે ચિંતવવા લાગ્યો ૪૬

प्राप्यंते संपदः क्षिप्तापदः सपदि विद्यया ।
विद्यया दुरितं दूरे याति ख्यातिश्च वर्द्धते ॥ ४७ ॥

ભાવાર્થ—આપત્તિને નાશ કરનારી સંપત્તિ વિદ્યાથીએ તત્કાળ પ્રાપ્ત થાય છે, વિદ્યાથી પાપ દૂર જાય છે અને ખ્યાતિ વધે છે. ॥૪૭॥

गर्जद्गजसगर्वार्वपत्तिसंपत्तिभूषिता ।
विद्यया साध्यते सद्यः प्राज्यराज्यरमासमा ॥ ४८ ॥

ભાવાર્થ—ગર્જના કરતા ગજેંદ્રો, ગર્વિષ્ઠ અશ્વો તથા પાયદલોની

સંપત્તિથી શોભિત એવી અતુલ રાજ્યલક્ષ્મી પણ વિદ્યાથી પ્રાપ્ત થાય છે. ॥ ૪૮ ॥

निःश्रीकोऽपि हि सश्रीको विद्याभूषणभूषितः ।
स्वदेशे परदेशेऽपि स्थान मानं लभेत सः ॥ ४९ ॥

ભાવાર્થ—જે વિદ્યા રૂપ આભૂષણથી ભૂષિત છે તે લક્ષ્મી રહિત છતાં લક્ષ્મીમાન્ છે, અને તે સ્વદેશ તથા પરદેશમાં પણ સ્થાન તથા માન મેળવે છે. ॥ ૪૯ ॥

विद्या ह्यंतर्गतं वित्तं चित्तं त्रिजगतीतले ।
न विज्ञचित्तकोशस्थं मुष्यते परिमोषिभिः ॥ ५० ॥

ભાવાર્થ—વિદ્યા એ ચિત્તની અંદર રહેલું વિત્ત (દ્રવ્ય)છે. વિદ્વાનના ચિત્ત રૂપી ખજાનામાં રહેલું વિદ્યારૂપી વિત્ત ચોર લોકોથી ચોરી પણ શકાતું નથી. ॥ ૫૦ ॥

भोगाभोगार्पणप्रह्वा भाग्यसौभाग्यवर्द्धनी ।
सुहृद्वंधुसमा विद्या विद्याविद्भिर्निगद्यते ॥ ५१ ॥

ભાવાથ—સર્વ જાતના ભોગના વિસ્તારને અર્પણ કરવામાં નમ્ર અને ભાગ્ય તથા સૌભાગ્યને વધારનારી વિદ્યા ખરેખર સુહૃદ્ તથા બંધુના જેવી છે, એમ વિદ્વાનો કહે છે. ॥ ૫૧ ॥

यथा प्रथाकथाहीनो मणिर्वैकटिकेन वै ।
संस्कृतः सुकृतिप्रष्ठैर्गरिष्ठैर्मूर्ध्नि धार्यते ॥ ५२ ॥
तथा मर्त्योऽनवद्याभिर्विद्याभिः समलंकृतः ।
इलातलेऽखिलेऽप्यस्मिन् स पूज्यैरपि पूज्यते ॥५३॥ युग्मम् ॥

ભાવાર્થ—જેમ પ્રખ્યાતિ વગરનો મેલો મણિ મણિકારે સ્કારથી સુધાર્યો હોય તો તેને મહાન્ પુરૂષો પોતાના મસ્તકે ધારણ કરે છે, તેમ નિર્દોષ, વિદ્યાથી અલંકૃત એવો પુરૂષ સમગ્ર ભૂમંડલમાં પૂજનીય પુરૂષોથી પણ પૂજાય છે. ૫૨-૫૩

तदिमं स्वांगजं विद्याविंध्याद्रिक्ष्मामतंगजं ।
कुर्वे स्वर्वैतरप्रज्ञं विज्ञं भाणनयोगतः ॥ ५४ ॥

ભાવાર્થ—તેથી આ મારા કુમારને ભણુવાનો યોગ કરી વિદ્યારૂપી વિંધ્યગિરિની[1] ભૂમિમાં ગજેંદ્ર રૂપ અને ઘણી બુદ્ધિવાળો વિદ્વાન્ કરૂં. ॥ ૫૪ ॥

ततो मौहूर्त्तिकप्रष्टं समाकार्य स कार्यवित् ।
पप्रच्छातुच्छधीः पुत्रविद्याभाणनसाद्दिनं ॥ ५५ ॥

ભાવાર્થ—ત્યારપછી કાર્યને જાણુનાર અને ઉત્તમ બુદ્ધિવાળા એ શ્રેષ્ટીએ એક સારા જોષીને બોલાવી પુત્રના વિદ્યાભ્યાસને માટે શુભ દિવસ પુછયો. ॥ ૫૫ ॥

ज्योतिर्विदा मुदादिष्टे सर्वश्रेष्टे दिने कृती ।
सशृंगारं कुमारं सोऽधिरोप्य सरये हये ॥ ५६ ॥
हृद्यातोद्यरवेऽमाने गाहमाने नभोंगणे ।
दीयमानेऽसमाने च दाने मानेन संयुते ॥ ५७ ॥
धवले सधवस्त्रीभिर्गीयमाने मनोहरे ।
नृत्तं कुर्वत्यखर्वे च नर्त्तकीपेटके पुरः ॥ ५८ ॥
अधर्मकर्मानध्यायोपाध्यायस्य यशस्विनः ।
अभ्यर्णे स सकर्णस्य हर्षपूर्णो निनाय तं ॥ ५९ ॥
चतुर्भिः कलापकम् ॥

ભાવાર્થ—જયોતિષીએ હર્ષથી બતાવેલા સર્વથી શ્રેષ્ઠ દિવસે શ્રેષ્ટીએ કુમારને ઉત્તમ વસ્ત્રાભૂષણુ ધરાવી ઉત્તમ અશ્વ ઉપર બેસાર્યો. અતે મનોહર વાજિંત્રોનો અપરિમિત શબ્દ આકાશના આંગણુાવ્યાપી રહ્યો હતો. સન્માન પૂર્વક અતુલ્ય દાન અપાતા હતા, સધવાસ્ત્રીઓ મનોહર ધવલ મંગળ ગીત ગાતી હતી, આગળ અપાર

[1] વિંધ્યગિરિમા ગજેંદ્રો ઉત્પન્ન થાય છે, અને તેમાજ વિલાસ કરે છે.

વારાંગનાઓ નૃત્ય કરતી હતી. આ પ્રમાણે હર્ષથી પૂર્ણ થયેલો શ્રેષ્ઠી અધર્મ[1] કર્મના અનધ્યાય કરનારા, અને યશસ્વી એવા વિદ્વાન્ ઉપાધ્યાયની સમીપ કુમારને લઇ ગયો. ૫૬-૫૭-૫૮-૫૯

उपाध्यायोऽपि तस्य श्रीसज्जनस्यांगजन्मनः ।
ॐकारमातृकापाठप्रारंभं समकारयत् ॥ ६० ॥

ભાવાર્થ—ઉપાધ્યાયે પણ શ્રી સજ્જન શ્રેષ્ઠીના પુત્ર સોમકુમારને ૐ કારપૂર્વક [2]માતૃકા પાઠનો આરંભ કરાવ્યો. ॥ ૬૦ ॥

सरस्वतीं नमस्कृत्य सत्कृत्य वसनैर्द्विजम् ।
सुखभक्ष्याण्यसौ लेखशालिकानां समर्प्य च ॥ ६१ ॥
सदने सदनेकश्रीमन्महेच्छे महेश्वराट् ।
आययौ च ययौ लोकः स्वौकांसि स्मेरविस्मयः ॥६२॥ युग्मम् ॥

ભાવાર્થ—સરસ્વતીને નમસ્કાર કરી, વસ્ત્રોથી ઉપાધ્યાયનો સત્કાર કરી અને પાઠશાળાના વિદ્યાર્થીઓને સુખડી વહેંચી શ્રેષ્ઠિરાજ સજ્જન અનેક શોભાવાળા મહોત્સવોથી વૃદ્ધિ પામેલા પોતાને ઘેર પાછા આવ્યા; અને લોકો વિસ્મય પામી પોત પોતાને ઘેર ચાલ્યા ગયા. ॥ ૬૧-૬૨ ॥

रूपनिर्जितमारः श्रीकुमारः स्फारभाग्यभृत् ।
प्रयाति प्रत्यहं लेखशालां बालांचितस्ततः ॥ ६३ ॥

ભાવાર્થ—ત્યાર પછી રૂપથી કામદેવને જિતનાર અને મોટા ભાગ્યને ધારણ કરનાર શ્રીસોમકુમાર બીજા બાળકોની સાથે પ્રતિદિન વિદ્યાશાળામાં વિદ્યાભ્યાસ કરવા માટે નિયમિત જવા લાગ્યો. ॥૬૩॥

श्रीकालापकसूत्राणि पुत्रः सज्जनमंत्रिणः ।
पापठीत्यन्वहं धर्मसूत्रं संसूत्रयन् हृदि ॥ ६४ ॥

---

૧ એટલે અધર્મના કર્મને નહીં જાણનારા અર્થાત્ અધર્મથી દૂર રહેનારા.
૨ માતૃકા એટલે વર્ણજ્ઞાન બારાખડી.

ભાવાર્થ—સજ્જન મંત્રીને પુત્ર હૃદયમાં ધર્મસૂત્રની યોજના કરીને પ્રતિદિન [1]કાલાપક સૂત્રોને સારી રીતે ભણવા લાગ્યો. ॥ ૬૪ ॥

तेषु निःशेषतां प्राप्तेष्वभिधाननिधानभृत् ।
नाममालाभिधग्रंथं ग्रथ्नाति स्म स मानसे ॥ ६५ ॥

ભાવાર્થ—કાલાપક સૂત્રો જ્યારે સંપૂર્ણ થયાં ત્યારે કુમારે સર્વ નામમાળાના ભંડાર રૂપ [2]"અષ્ટભિધ" નામના ગ્રંથનો અભ્યાસ કરવા માંડયો. ॥ ૬૫ ॥

सद्धर्मवासिताशेषधातुर्धातुप्रकाशनं ।
सस्मृतिः सन्मतिः शास्त्रं दुःपाठं तत्पपाठ सः ॥ ६६ ॥

ભાવાર્થ—સદ્ધર્મથી જેના [3]શારીરિક ધાતુ વાસિત થયેલા છે એવો બુદ્ધિમાન્ કુમાર પોતાની સ્મરણશક્તિથી ધાતુઓને પ્રકાશ કરનારૂં કઠિન શાસ્ત્ર ભણી રહ્યા. ॥ ૬૬ ॥

कुलिंगिसंगनिर्मुक्तमतिर्लिंगानुशासनम् ।
छंदःशास्त्रमविच्छेदछेकधीरपठत् पुनः ॥ ६७ ॥

ભાવાર્થ—કુલિંગી (કુમતિ) ના સંગથી જેની મતિ મુક્ત થયેલી છે એવા ચતુર બુદ્ધિવાળા સોમકુમાર [4]લિંગાનુશાસન અને છંદશાસ્ત્ર ભણ્યો ગયો. ॥ ૬૭ ॥

विस्मृत्या रहितः स्वात्महितः कंठे स्फुरत्क्षमान् ।
सोऽस्तांको निखिलानंकांश्चकर्त्ति स्म स्मयोज्झितः ॥ ६८ ॥

ભાવાર્થ—વિસ્મૃતિ વગરનો અને આત્મહિત કરનાર એ નિષ્કલંક કુમાર પોતાને કંઠે સર્વ અંકને ગણી શકતો, તથાપિ તે ગર્વ

૧ વ્યાકરણ શાસ્ત્રના સૂત્રો ૨ નામમાળાનો કોશ.
૩ અર્થાત્ જેના શરીરની ધાતુઓમાં નસેનસ ધર્મનીજ વાસના છે.
૪ જેમા પુલિંગ વગેરે જાતિજ્ઞાન થાય તેવું

થી રહિત હતો.[1] ॥ ૬૮ ॥

स्तोकेनापि हि कालेन सर्वशास्त्रमहोदधेः ।
पारं स प्राप निष्पापप्रज्ञावज्ञातगीष्पतिः ॥ ६९ ॥

ભાવાર્થ—પોતાની નિર્દોષ બુદ્ધિથી બૃહસ્પતિની પણ અવજ્ઞા કરનાર તે કુમાર થોડા વખતમાજ સર્વ શાસ્ત્ર રૂપી મહાસાગરના પારને પામી ગયો. ॥ ૬૯ ॥

अदीनशारदीनश्रीसश्रीकेंदुस्फुरद्धिया ।
जिगाय गायनैर्गीतकीर्त्तिस्फूर्त्तिः स भार्गवं ॥ ७० ॥

ભાવાર્થ—ગાયકોએ જેની સ્ફુરણાયમાન ગાયેલી છે એવા કુમારે શરદઋતુની પૂર્ણ શોભાથી સુશોભિત એવા ચંદ્રના જેવી બુદ્ધિવડે શુક્રાચાર્યને પણ જિતી લીધો હતો.[2] ॥ ૭૦ ॥

प्रगुणैः सद्गुणैः सोमः शुशुभे स शुभेक्षणः ।
कासार इव वाःसारः सितद्युतिसितच्छदैः ॥ ७१ ॥

ભાવાર્થ—ઉજ્વલ કાંતિવાળા હંસપક્ષીઓથી જેમ પૂર્ણ સરોવર શોભે તેમ તે શુભ નેત્રવાળો સોમકુમાર શ્રેષ્ઠ સદ્ગુણોથી શોભવા લાગ્યો. ॥ ૭૧ ॥

शार्दूलविक्रीडितम् ॥

इत्थं श्रीपतिसज्जनस्य तनयः स्फूर्जज्जयश्रीमयः ।
सोमः सोमसमुज्वलातुलयशःसंपूरितक्ष्मातलः ।
अष्टाब्दः सजलाब्दशब्दरुचिरश्चंचत्प्रभाभास्वर.
सौख्येनैव दिनव्रजान् स नयति प्रोद्यन्माति सन्नीतिः ॥ ७२ ॥

ભાવાર્થ—સ્ફુરણાયમાન નીતિ શોભાથી વ્યાપ્ત, ચંદ્રના જેવા ઉ-

૧ અર્થાત્ તે અંકગણિતમાં કુશલ થયો. ૨ અર્થાત્ તે શુક્રાચાર્યથી અધિક વિદ્વાન્ થયો.

જ્વલ અતુલ યશથી પૃથ્વીને [1]શોભાવનાર, સજલ મેઘના જેવા ગંભીર શબ્દથી સુંદર, ચળકતી કાંતિથી પ્રકાશમાન અને ઉદિત મતિ તથા ઉત્તમ વૃત્તિને ધરનાર એવો શ્રી સજ્જન શ્રેષ્ઠીનો પુત્ર સોમકુમાર આવી રીતે આનંદમાં દિવસો નિર્ગમન કરતો હવો. ॥ ૭૨ ॥

इति श्रीयुगप्रधानावतारश्रीवृहत्तपागच्छशृंगारहार भट्टारकपुरंदरश्रीपूज्य श्रीसोमसुंदरसूरिसौभाग्यवर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीगुरुजन्मोत्सवादिव्यावर्णनो द्वितियःसर्गः ॥ २ ॥

॥ इति द्वितीयः सर्गः समाप्तः ॥

## ॥ तृतीयः सर्गः ॥

श्रीवर्द्धमानः स जिनः प्रभूतविभूतये स्तात्सुखकंदकंद ।
यदागम. सद्हृदयंगमोऽद्य *दीपायते तत्त्वपथप्रकाशे ॥ १ ॥

ભાવાર્થ—હૃદયને પ્રિય એવું જેનું આગમ–શાસ્ત્ર તત્ત્વમાર્ગને પ્રકાશ કરવામાં દીપક જેવું છે, અને જે સુખરૂપ વૃક્ષના અંકુર રૂપ છે એવા તે શ્રી વર્દ્ધમાન પ્રભુ ઘણી સંપત્તિને અર્થે થાઓ. ॥ ૧ ॥

स तद्विनेयः सुरगेयकीर्त्तिरभूत्प्रभूताद्भुतलब्धिसिद्धिः ।
श्रीगौतमः पापतम.समूहनिरस्तिदीप्रांशुगभस्तिमाली ॥ २ ॥

ભાવાર્થ—ઘણી અદ્ભુત લબ્ધિઓની સિદ્ધિવાળા અને દેવતાઓ જેની કીર્ત્તિ ગાવા યોગ્ય છે એવા તે વીર પ્રભુના શિષ્ય શ્રી

---

૧ અર્થાત્ આખી પૃથ્વીમા જેનો ઉજ્વલ યશ ફેલાયેલો હતો.

* જેમ દીપક માર્ગને પ્રકાશિત કરે તેમ જેનુ શાસ્ત્ર–પ્રવચન તત્વ માર્ગમાં પ્રકાશ કરવાને દીપક સમાન છે.

ગૌતમસ્વામી કે જે પાપ રૂપી અંધકારના સમૂહને નાશ કરવામાં પ્રકાશિત કિરણોવાળા સૂર્ય રૂપ થયા હતા. ॥ ૨ ॥

स पंचमः श्रीगणभृत्सुधर्मा धर्मावनीमल्लिवनीघनौघ ।
अमात्रसाभास्वरचारुदेह. सदेहसंदेहतमस्तमोऽरिः ॥ ३ ॥

ભાવાર્થ—ધર્મરૂપી પૃથ્વીના મલ્લિકાના વનમાં મેઘના સમુહ રૂપ અને કાંતિથી પ્રકાશમાન દેહવાળા પાંચમા ગણધર શ્રી સુધર્મા સ્વામી કે જે હમેશાં સંદેહ રૂપી અંધકારને નાશ કરવામાં સૂર્ય રૂપ થયા હતા. ॥ ૩ ॥

जंबू स कंबूज्वलकीर्त्तिपूरप्रपूरितोर्व्वीतल आवभासे ।
अजिह्मसद्ब्रह्मभृतां कथायां क्ष्मायां यदाख्या प्रथमाविरासीत् ४

ભાવાર્થ—શંખના જેવી ઉજ્વલ કીર્તિના પૂરથી જેમણે આ પૃથ્વીતલને પૂરેલું છે, તેમજ જેમનું નામ આ પૃથ્વીમા ઉત્તમ બ્રહ્મચર્યને ધારણ કરનારા મુનિઓમાં પ્રથમ પ્રગટ થયું હતું એવા તે જંબૂસ્વામી શોભતા હતા. ॥ ૪ ॥

असंख्यसौख्यप्रभवः पृथिव्यां स्वामी बभूव प्रभवः स विद्वान् ।
असाररत्नानि विमुच्य साररत्नत्रयं नित्यमिहाग्रहीद्यः ॥ ५ ॥

ભાવાર્થ—અસંખ્ય સુખના કારણરૂપ અને વિદ્વાન્ એવા તે પ્રભવ સ્વામી થયા હતા કે જેમણે આ લોકમાંનાં [1]અસાર રત્નોને છોડી સાર રૂપ ત્રણ રત્નો ( જ્ઞાન, દર્શન, ચારિત્ર ) હંમેશને માટે ગ્રહણ કર્યાં હતાં. ॥ ૫ ॥

शय्यंभवोऽनंतभवोर्जिताघविघातनाय प्रभुरेव भूयात् ।
पवित्रधीः पुत्रकृतेऽकरोद्यो दशादिवैकालिकनामशास्त्रं ॥ ६ ॥

ભાવાર્થ—જે અનંતભવના ઉપાર્જન કરેલા પાપને નાશ કરવાને સમર્થ, પવિત્ર બુદ્ધિવાળા જે આચાર્યે પોતાના પુત્રને અર્થે દશ

૧ મણિ, માણેક, હિરા વગેરે અસાર રત્નો.

વૈકાલિક નામનું શાસ્ત્ર રચ્યું હતું એવા તે શ્રી શય્યંભવ સ્વામી થયા હતા. ॥ ૬ ॥

जीयाद्यशोभद्रगुरुर्यशोभिः संशोभिताशेषमहीतलोऽसौ ।
प्रत्यूषकाले किल यस्य नाम्ना सन्मंगलानि स्युरनर्गलानि ॥ ७ ॥

ભાવાર્થ--યશથી સમગ્ર પૃથ્વીતલને શોભાવનારા તે શ્રી યશોભદ્ર ગુરૂ જય પામો કે જેમનું નામ પ્રાતઃકાળે લેવાથી ઘણું માંગલ્ય થાય છે. ॥ ૭ ॥

संभूतिराजद्विजयो जयोद्यल्लक्ष्मीः सलक्ष्मीः स तनोतु नेता ।
चतुर्दशाप्युज्झितोदुर्दशो यो दधार पूर्वाणि सहार्थसार्थैः ॥ ८ ॥

ભાવાર્થ—લક્ષ્મીવાળા તે શ્રી યશોભદ્ર નાયક વિજયની લક્ષ્મીઓને વિસ્તારો કે જેઓએ દુર્દશાને છોડી અર્થ સાથે ચૌદપૂર્વને ધારણ કર્યા હતા. ॥ ૮ ॥

विभुर्युगव्यायतभद्रबाहुः श्रीभद्रबाहुर्बहुलश्रियं सः ।
दद्याद्दहार्षीद्विषमारिमारिं नव्योपसर्गापहरस्तवाद्यः ॥ ९ ॥

ભાવાર્થ—ધોંસરી જેવા જેના દીર્ઘ બાહુ છે એવા તે શ્રીભદ્રબાહુસ્વામી ઘણી લક્ષ્મી આપો, કે જેઓએ ઉપસર્ગને હરનારા નવીન સ્તવનથી વિષમ અરિ રૂપ મહામારીને હરી લીધી હતી.[1] ૯

उन्निद्रभद्राणि विभुर्वितीर्यात् श्रीस्थूलभद्र. श्रितयोगमुद्र. ।
अद्यापि हृद्यो भुवि दंध्वनीति यच्छीललीलापटहः पटीयान् ॥१०॥

ભાવાર્થ—યોગમુદ્રાને જેણે આશ્રયે રાખેલી છે, અને જેનો શીલરૂપી સમર્થ ઢોલ અદ્યાપિ પૃથ્વી ઉપર વાગી રહેલો છે, એવા તે સ્થૂલભદ્ર સ્વામી કલ્યાણ કરો. ॥ ૧૦ ॥

૧ શ્રી ભદ્રબાહુસ્વામીએ એક નવીન જિનસ્તવન રચી મહામારીનો રોગ શાંત કર્યો હતો.

स्थैर्यास्तगीर्वाणगिरिर्गरीयान् महागिरिः सूरिरतो बभासे ।
यो भक्तगेहेषु निरस्तभिक्षः श्रीजैनकल्पं तुलयांचकार ॥ ११ ॥

ભાવાર્થ—પોતાની દૃઢતાથી મેરૂગિરિને પણ હરાવનાર એવા અતિશય મહાન મહાગિરિ નામે આચાર્ય કે જેઓએ ભક્ત (શ્રાવક) જનને ઘેર ભિક્ષા માટે જવાનું પણ છોડી દઈ શ્રી જૈનરૂપી કલ્પની તુલના કરી હતી, ને એથીજ તેઓ પ્રકાશિત થયા હતા. ॥ ૧૧ ॥ [૧]

कर्मद्रुमोन्मूलनमत्तहस्तिप्रशस्तशौंडीर्यसुहस्तिसूरिः ।
बभौ शुभौन्नत्यकरो धरायां प्राबोधयत् श्रीनृपसंप्रतिं यः ॥ १२ ॥

ભાવાર્થ—કર્મ રૂપી વૃક્ષોને ઉખેડવામાં ઉન્મત્ત હસ્તિના જેવું જેમનું શૌર્ય છે એવા સુહસ્તીસુરિ નામે મહાત્મા પૃથ્વીમાં કલ્યાણની ઉન્નતિ કરનાર રૂપે શોભતા હતા, કે જેઓએ સંપ્રતિ રાજાને પ્રતિબોધ કર્યો હતો. ॥ ૧૨ ॥

श्रीइंद्रदिन्नोऽपि च दिन्नसूरिर्भूरिप्रभावौ विमलस्वभावौ ।
उभावभूतां जिनशासनद्योप्रद्योतनप्रोज्वलपुष्पदन्तौ ॥ १३ ॥

ભાવાર્થ—શ્રી ઇંદ્રદિન્ન અને દિન્ન નામે બે સૂરી કે તેઓ ઘણા પ્રભાવિક, નિર્મળ સ્વભાવવાળા અને જીનશાસન રૂપ આકાશને પ્રકાશ કરવામાં પ્રકાશમાન સૂર્ય, ચંદ્ર રૂપ થયા હતા. ॥ ૧૩ ॥

श्रीसिंहगिर्याह्वयसूरिराजो रराज राजद्गुणराजिरम्यः ।
यः सिंहवद्वादिगजेंद्रवृंदं वित्रासयामास समासमौजाः ॥ १४ ॥

ભાવાર્થ—સુશોભિત ગુણોની શ્રેણીથી રમણીય એવા તે શ્રી સિંહગિરિ નામે સૂરિરાજ શોભતા હતા, કે જે સૂરિએ સમાનને વિષે

૧ આર્યમહાગિરિનું ચરિત્ર પટ્ટાવલીપરિશિષ્ટપર્વ વગેરે ગ્રંથોમાં છે. તેમાં લખેલુ છે કે તેણે શ્રાવક–ભક્તોને ઘેર ભિક્ષા માટે જવાનુ પણ છોડી દઈ જિનકલ્પને તુલિત કર્યો હતો.

અતુલ પરાક્રમવાળા સિંહની પેઠે વાદી રૂપી ગજેંદ્રોના વૃંદને ત્રાસ પમાડયો હતો. ॥ ૧૪ ॥

श्रीवज्रनेतास्तु तमोपनेता ज्ञातागमस्याखिलवादिजेता ।
जैनेश्वरं भास्वरशासनं यः समुन्नतिं ज्ञातनयो निनाय ॥ १५ ॥

ભાવાર્થ—જ્ઞાતા સૂત્ર ઉપર આક્ષેપ કરનારા સમગ્રવાદીઓને જિતનારા અને સપ્તભંગી નયને જાણનારા જે સૂરિએ પ્રકાશમાન એવા જૈન શાસનને અત્યંત ઉન્નતિએ પહોચાડયું હતું તે શ્રી વજ્રસ્વામી અજ્ઞાન રૂપ અંધકારને નાશ કરનારા થાઓ. ॥ ૧૫ ॥

अस्ताघसेनो गुरुवज्रसेनो जज्ञेऽस्य जाग्रद्विनयो विनेयः
यो वज्रभृद्वज्रसमः समस्तदुर्वादिगर्वाचलचूरणेऽभूत् ॥ १६ ॥

ભાવાર્થ—પાપની સેનાને નાશ કરનારા વજ્રસેન નામે તે વજ્રસ્વામીના વિનીત શિષ્ય થયા કે જેઓ સમગ્ર દુર્વાદીના ગર્વ રૂપ પર્વતને છેદવામાં ઇંદ્રના વજ્ર જેવા હતા. ॥ ૧૬ ॥

नागेंद्रचंद्रावपि निर्वृतिश्च विद्याधरश्चेत्यभिधाप्रसिद्धाः ।
चत्वार एतस्य सुरार्चितस्य शिष्या भुवि ख्यातगुणा बभूवुः ॥१७॥

ભાવાર્થ—દેવતાઓએ પૂજેલા તે વજ્રસેન સૂરિને નાગેંદ્ર, ચંદ્ર, નિર્વૃતિ, અને વિદ્યાધર એ નામે પ્રસિદ્ધ ચાર શિષ્યો હતા. જેઓના સદ્દગુણો પૃથ્વીમાં વિખ્યાત થયા હતા. ॥ ૧૭ ॥

एतेभ्य इभ्यैंद्रनतेभ्य आसन् गच्छा अतुच्छा भुवि वार्द्धिसंख्याः ।
नामानुरूपा विमलस्वरूपा विनम्रभूपा शमवारिकूपाः ॥ १८ ॥

ભાવાર્થ—મોટા ધનાઢયો જેમને ભાવથી નમન કરતા એવા એ ચાર શિષ્યો થકી તેમના નામના પૃથ્વીમાં મોટા ચાર ગચ્છો થયા. જેઓ સાર્થક નામવાળા, નિર્મળ સ્વરૂપ ધરનારા, નમ્ર રાજાઓએ માનેલા, અને શમતારૂપી જળના કૂપ સમાન થયા હતા. ॥ ૧૮ ॥

श्रीचंद्रगच्छे स्वगुणैरतुच्छे क्रमात् क्षमाभृन्नतपादपद्मः ।
श्रीसर्वदेवः स्मृतसार्वदेवः सूरीश्वरोऽर्हन्मतभास्वरोऽभूत् ॥ १९ ॥

ભાવાર્થ—તેઓમાંથી શ્રીચંદ્રગચ્છમાં પોતાના ગુણોથી મોટા, અને જેમના ચરણકમળને રાજાઓ નમેલા છે એવા શ્રી સર્વદેવ નામે સૂરીશ્વર થયા, કે જેઓએ સર્વજ્ઞ પ્રભુનું સ્મરણ કરી આર્હંતમતને પ્રકાશિત કર્યો હતો. ॥ ૧૯ ॥

सर्वैनसां वृत्तदृढप्रहारं क्रमाद्विहारं रचयन् धरायाम् ।
श्रीअर्बुदोर्वीभृदुपत्यकायां सर्वोत्तमायां स समाजगाम ॥ २० ॥

ભાવાર્થ—શ્રી સર્વ દેવસૂરિ સર્વ પાપને દૃઢ પ્રહાર કરતા પૃથ્વીપર વિહાર કરતા કરતા અર્બુદાચલ ( આબુ પર્વત ) પાસેની સર્વોત્તમ ભૂમિમા આવી ચઢયા. ॥ ૨૦ ॥

छायाभिरामस्य वटद्रुमस्य तले तदानी स मुनिर्निविष्टः ।
सर्वोत्तमं वीक्ष्य महामुहूर्त्तं मौहूर्त्तिकव्यूहवरेण्यकीर्त्तिः ॥ २१ ॥
प्रावादुकोल्लासनिरासकर्मण्यष्टौ पटिष्ठौजस इद्धबुद्धीन् ।
अतिष्टपत्सूरिवरान् दिगष्टगरिष्टगंधेभनिभान् शुभांश्च ॥२२॥ युग्मम् ॥

ભાવાર્થ—ત્યાં છાયાવડે સુંદર એવા એક વડના વૃક્ષ નીચે આસન કર્યું. તે સમયે મુહૂર્તવેત્તાઓના સમૂહમાં જેની શ્રેષ્ઠ કીર્ત્તિ છે એવા તે શ્રી સર્વદેવસૂરિએ તે સમયે સર્વોત્તમ મુહૂર્ત જોઈ વાદીઓના વિલાસને નાશ કરવાના કાર્યમાં અતિ સમર્થ પરાક્રમવાળા, આઠે દિશાઓના મદગંધી ગજેંદ્ર જેવા અને મહાબુદ્ધિમાન્ એવા આઠ સૂરિઓને સ્થાપિત કર્યા છે. ॥ ૨૧–૨૨ ॥

ततो गणः शिष्यततो वटाख्याख्यातोऽभवत्क्वापि वृहद्गणाह्वः ।
तस्मिंश्च गच्छे प्रवरेषु भूरिसूरिष्वतीतेषु वहुश्रुतेषु ॥ २३ ॥
श्रीमान् जगच्चन्द्र इति प्रतीतनामा सुधामाजनि सूरिराज. ।
षट्त्रिंशदाचार्यगुणा गणेन्द्रं तं शिश्रियु प्रेमभरप्रणुन्ना ॥२४॥ युग्मम्॥

ભાવાર્થ—શિષ્યોથી વિસ્તાર પામેલો તે ગચ્છ ત્યારથી પૃથ્વીમાં વટગચ્છ અથવા કોઇ ઠેકાણે વૃહદ્‌ગચ્છ એવા નામથી વિખ્યાત થયો. તે ગચ્છમાં ઘણા બહુશ્રુત વિદ્વાનો થઇ ગયા પછી શ્રીમાન્ જગચ્ચંદ્ર એવા નામે પ્રખ્યાત એક તેજસ્વી સૂરિરાજ થયા. પ્રેમના ભારથી પ્રેરાએલા આચાર્યના સર્વ ગુણોએ તે ગચ્છપતિનો આશ્રય કર્યો હતો. * ૨૩–૨૪.

स्वगोभरैर्ध्वस्तसमस्तपापतमाः क्षमादर्शितपुण्यमार्गं ।
जगज्जनानां प्रमदं वितन्वन् श्रीचंद्रवद्योऽजनि सार्थकाह्वः ॥२५॥

ભાવાર્થ—પોતાની વાણીથી સર્વ પાપ રૂપ અંધકારનો નાશ કરનાર, પૃથ્વીમાં પુણ્યનો માર્ગ દર્શાવનાર અને સર્વ વિશ્વજનને આહ્‌લાદ આપનાર તે જગચ્ચંદ્ર આચાર્ય ચંદ્રની[1] પેઠે સાર્થક નામવાળા થયા હતા. ॥ ૨૫ ॥

वैराग्यवान् द्वादशहायनान्याचामाम्लनिर्माणतपो ह्यतप्त ।
यो दुस्तपं तेन तपागणेति गणस्य सत्ख्यातिरभूत् क्षमायां ॥२६॥

ભાવાર્થ—જગચ્ચંદ્ર આચાર્યે વૈરાગ્ય ધરી બાર વર્ષ સુધી દુસ્તર એવું આંબેલનું તપ કર્યું હતું. તેથી તેમનો આ ગણ તપાગચ્છ એવા નામે પૃથ્વીમાં વિખ્યાત થયો હતો. ॥ ૨૬ ॥

श्रीमज्जगच्चंद्रगुरोर्विनेयस्त्वमेयसद्गेयगुणैर्विनिद्रः ।
देवेंद्रमर्त्येंद्रमुनींद्रवंद्यो देवेंद्रसूरिः समभूत् प्रभाढ्यः ॥ २७ ॥

ભાવાર્થ—ઉત્તમ પુરૂષોએ વર્ણવવાયોગ્ય એવા અપરિમિત ગુણોથી પ્રકાશિત, અને દેવેંદ્રે, નરેંદ્રે અને મુનીંદ્રેએ વંદવા યોગ્ય

---

* અર્થાત્ ગચ્છગા જેવા ગુણો જોઇએ તે સર્વ ગુણો તેનામાં હતા.

[1] ચંદ્ર જેમ જગતને આલ્હાદ આપે તેમ તે જગતના સર્વ જનોને આલ્હાદ આપતા હતા.

એવા દેવેંદ્રસૂરિ નામે તે જગચ્ચંદ્ર ગુરૂના તેજસ્વી શિષ્ય થયા હતા. ॥ ૨૭ ॥

व्याख्याकलां यस्य कलां विलोक्य श्रीवस्तुपालादिमहेभ्यलभ्याः ।
के घूर्णयंति स्म न पूर्णचित्ताः शीर्षाणि हर्षेण च विस्मयेन ॥२८॥

ભાવાર્થ—દેવેંદ્રસૂરિની વ્યાખ્યાન કરવાની મધુર કળા જોઇ શ્રી વસ્તુપાળ વગેરે કયા મોટા સભ્ય ધનાઢયોએ ચિત્તમાં હર્ષ લાવી અને વિસ્મયથી પૂર્ણ થઈ મસ્તકોને ધુણાવ્યાં નહતાં ? અર્થાત્ તેમની વ્યાખ્યાન કરવાની કળા એવી ઉત્તમ હતી કે, તેથી સર્વે ભકતો—શ્રાવકો—તેમને ભાવિકપણે નમતા હતા, અને તેમની પ્રશંસા કરતા હતા. ॥ ૨૮ ॥

कर्मस्वरूपप्रथनाढ्यकर्मग्रंथादिसद्ग्रंथविधानवेधाः ।
मेधाप्रधानो जगतां गतांहा व्यभासयज्जैनमतं मतं यः ॥ २९ ॥

ભાવાર્થ—કર્મના સ્વરૂપને જણાવનાર કર્મ ગ્રંથ વગેરે ગ્રંથોને રચનારા અને બુદ્ધિમાન્ તથા પાપરહિત એવા તે સૂરિએ જગત્‌ને માન્ય એવા જૈનમતને દીપાવ્યો હતો. ॥ ૨૯ ॥

संशुद्धसाधुस्थितिदुर्गमार्गं प्ररूपयंश्चारु समाचरंश्च ।
अनल्पसंकल्पितदानकल्पद्रुमोऽभवद्यो जिनकल्पिकल्पः ॥ ३० ॥

ભાવાર્થ—મુનિઓની શુદ્ધ મર્યાદામાં દુર્ગ રૂપ એવા માર્ગની પરૂપણા કરનાર, ઉત્તમ રીતે વર્તનાર અને ઘણાં સંકલ્પિત દાન આપવામાં કલ્પવૃક્ષ રૂપ એવા તે આચાર્ય જિનકલ્પીની સમાન થયા હતા. ॥ ૩૦ ॥

ख्यातो दिगंते वितते तदंतेवासी स्वदासीकृतदेवसूरिः ।
निस्सीमगंभीरिमहृद्यविद्यानंदाह्वसूरींद्र इहावभासे ॥ ३१ ॥

ભાવાર્થ—વિસ્તારવાળા દિગતમાં વિખ્યાત, બૃહસ્પતિને પણ પોતાના દાસ કરનાર અને અપરિમિત ગાંભીર્યથી મનોહર એવા વિદ્યાનંદ નામે સૂરિ તે દેવેંદ્રસૂરિના શિષ્ય થયા હતા. ॥ ૩૧ ॥

अनोकहं नव्यलताः श्रिता वा सरित्पतिं वा सरितस्तता वा ।
मरालबाला इव मानसं वा यं हृद्यविद्या हि तथा प्रथाढ्याः ॥३२॥

ભાવાર્થ—નવીન લતાઓ જેમ વૃક્ષને આશ્રય કરે, વિસ્તીર્ણ સરિતાઓ જેમ સમુદ્રને આશ્રય કરે અને હંસલીઓ જેમ માન સરોવરને આશ્રય કરે તેમ મનોહર અને પ્રખ્યાત વિદ્યાઓએ તે વિદ્યાનંદ સૂરિનો આશ્રય કર્યો હતો. ॥ ૩૨ ॥

प्रह्लादनस्पृक्पुरपत्तने श्रीप्रह्लादनोर्वीपतिसद्विहारे ।
श्रीगच्छधुर्यैः किल यस्य वर्यश्रीसूरिमंत्रे सति दीयमाने ॥ ३३ ॥
सत्पात्रमात्रातिगसद्गुणातिप्रहृष्टहल्लेखभृदग्र्यलेखा ।
कर्पूरकाश्मीरजकुंकुमादिगंधोदकं श्राक् ववृषुस्तदानीम् ॥३४॥युग्मम्

ભાવાર્થ—પ્રહ્‌લાદન નગરમાં શ્રી પ્રહ્‌લાદન રાજાના કરેલા પ્રહ્‌લાદન નામના વિહાર વિષે શ્રીગચ્છના અગ્રેસર એવા સૂરિઓએ જ્યારે તે વિદ્યાનંદ સૂરિને આચાર્યમંત્ર આપ્યો ત્યારે સત્પાત્રના અસંખ્ય સદ્‌ગુણોથી હૃદયમાં હર્ષોત્કર્ષ ધારણ કરતા ઉત્તમ દેવતાઓએ તત્કાળ તેમની ઉપર કપૂર, કેશર અને કુંકુમના સુગંધી જલની વૃષ્ટિ કરી હતી. ॥ ૩૩–૩૪ ॥

तत्पट्टपूर्वाद्रिविनिद्रभानुर्जगत्त्रयाह्लादनशीतभानुः ।
श्रीधर्मघोषः स्फुरदब्दघोषः स नंदतान्निर्मितपुण्यपोषः ॥ ३५ ॥

ભાવાર્થ—તેમના પટ્ટ રૂપી ઉદયગિરિમાં સૂર્ય રૂપ, ત્રણ જગતને આનંદ આપવામાં ચંદ્ર સમાન, મેઘના જેવા ગંભીર શબ્દવાળા પુણ્યનુ પોષણ કરનાર શ્રીધર્મઘોષ નામે સૂરિ હમેશાં આનંદ પા ॥ ૩૫ ॥

[illegible]तो येन नयेन साधुः पृथ्वीधरः साधुधुरंधरोऽसौ ।
[illegible] त्रिहारांश्चतुरश्चतुर्भिः समन्विताशीतिमितानकार्षीत् ॥३६॥

ભાવાર્થ—તે ધર્મઘોષસૂરિએ નીતિથી પ્રતિબોધ કરેલા અને સાધુ પુરૂષોના ધુરંધર એવા પૃથ્વીધર રાજાની પાસે મોટા ચોરાશી વિહારો કરાવ્યા હતા. ॥ ૩૬ ॥

षट्पूर्वपंचाशदतुल्यहेमघटीभिरिभ्यो रुचिरेंद्रमालाम् ।
कंठे निजे यो विनिवेश्य वश्यां मुक्तिं वशां तां हृदि मन्यते स्म ३७

ભાવાર્થ—તે સુવર્ણની છપ્પન અતુલ્ય ઘડીઓથી એક સુંદર ઇંદ્રમાળા બનાવી પોતાના કંઠમાં પહેરી મુક્તિ રૂપી સ્ત્રીને પોતાને વશ થયેલી માનતા હતા. ॥ ૩૭ ॥

माधुर्यधुर्यां च सुधासदृश्यां यद्देशनां श्रोत्रपुटैर्निपीय ।
पृथ्वीधरांगोद्भवझझणोऽसौ श्रीतीर्थयात्रां रचयन् पवित्रां ॥ ३८ ॥
सुवर्णदुर्वर्णमयीं किलैकामेवाद्भुतश्रेणिकरीं पताकाम् ।
ददौ सदौचित्यधरः सुतीर्थे शत्रुंजयाद्रावपि चोज्जयंते ॥३९॥युग्मम्

ભાવાથ—અમૃત જેવી મધુરતાવાળી તે ધર્મઘોષસૂરિની દેશનાને શ્રવણપુટથી પાન કરી ઉત્તમ યોગ્યતાને ધારણ કરનારા પૃથ્વીધરના ઝઝણ નામના રાજકુમારે તીર્થની પવિત્ર યાત્રા કરતાં શ્રી શત્રુંજય અને ઉજ્જયંત (ગિરનાર) માં સુવર્ણ અને રૂપાની એક અતિ અદ્ભુત પતાકા આપી હતી. ॥ ૩૮–૩૯ ॥

श्रीधर्मघोषो गुरुरन्यदोर्व्यां गुर्व्यां विहारं रचयन् समागात् ।
श्रीउज्जयिन्यामलकाजयिन्यामनन्यसामान्यघनप्रभावः ॥ ४० ॥

ભાવાર્થ—અસામાન્ય અને ઘણા પ્રભાવવાળા તે શ્રી ધર્મઘોષગુરૂ એક વખતે વિશાળ પૃથ્વીમાં વિહાર કરતાં કરતાં અલકાને જીતનારી એવી ઉજ્જયિની નગરીમાં આવ્યા. ॥ ૪૦ ॥

गुरून्नतिं लोकनतिप्रसूतामतिप्रभूतां पुरि वीक्ष्य कश्चित् ।
योगी विपश्चित् कुपितः समागात् गुर्वाश्रमं संश्रित आतरि

ભાવાર્થ—તે નગરીમાં લોકોની વદનાથી ગુરૂની ઘણી ઉન્નતિ જોઈ કોઈ વિદ્વાન્ યોગી તાપસ કોપ કરી પોતાના શિષ્યોને લઈ ગુરૂને આશ્રમે આવ્યો. ॥ ૪૧ ॥

सर्पान् सदर्पान् वदनोत्थतारफूत्कारवारैर्भरितांतरिक्षान् ।
परः सहस्रान् स मुमोच विद्याकृतानि चान्यान्यपि वैकृतानि ॥४२॥

ભાવાર્થ—તે યોગી તાપસે મુખમાંથી નીકળતા ફુંફાડાના સમૂહથી આકાશને ઢાંકી દેતા હજારો ગર્વિષ્ટ સર્પો અને પોતાની વિદ્યાથી રચેલા બીજા કેટલાએક વૈકૃત બનાવો તે ગુરૂ ઉપર મુકવા માંડયા. ॥ ૪૨ ॥

पद्मासने ध्यानमथ प्रपूर्य सूर्यग्रणीर्गेयगुणोऽनणीयः ।
विनेयवृंदैः सह तं ववंध स क्रौंचबंधं बुधसार्वभौम ॥ ४३ ॥

ભાવાર્થ—ગાન કરવા યોગ્ય ગુણવાળા અને વિદ્વાનોના ચક્રવર્ત્તી એવા તે શ્રી ધર્મઘોષસૂરિવર્યે પદ્માસન વાળી ધ્યાન કરી તે યોગી તાપસને તેના શિષ્યોના વૃંદની સાથે ક્રૌંચબંધથી બાંધી લીધો. ॥૪૩॥

म्रिये म्रियेऽहं सह शिष्यलक्षैर्मा मुंच सद्यः सुगुरो प्रसद्य ।
कारुण्यपुण्यः श्रितसाम्यकाम्यस्त्वं वर्त्तसे यद्व्रतिनामिनश्च ॥४४॥

ભાવાર્થ—(પછી તે યોગીએ વિનતિ કરી કે) હે સદ્‌ગુરૂ! હું લાખો શિષ્યોની સાથે મૃત્યુ પામું છું માટે આપ પ્રસન્ન થઈ મને મુક્ત કરો. કારણ કે, કરૂણાથી પવિત્ર અને સમાનપણાથી ઈચ્છવા યોગ્ય એવા તમે મુનિઓના સ્વામી છો. ॥ ૪૪ ॥

ततो व्यमुंचद्गुरुचक्रवर्ती तं योगिनं योजितपाणिपद्मम् ।
यतो मनः साम्यभृतां नितांतं कांत कृपासांद्ररसैः प्रशस्यैः ॥४५॥

ભાવાર્થ—ત્યાર પછી ગુરૂ ચક્રવર્ત્તીએ બે હાથ જોડી ઉભા રહેલા તે તાપસ-યોગીને બંધનથી મુક્ત કર્યો. સમતાને ધારણ કરનારા

મહાન્ પુરૂષોનું હૃદય પ્રશંસવા યોગ્ય એવા કરૂણાના મધુર રસ વડે સુન્દર-ભરેલું હોય છે. ॥ ૪૫ ॥

विद्यापुरे क्षुद्रविनिद्रविद्याविदः सदःसंश्रितचारुपक्षाः ।
श्राद्धीः प्रदुष्टा हृदि शाकिनीः श्रागस्तंभयचश्चतुरश्चतस्रः ॥ ४६ ॥

ભાવાર્થ—ચતુર આચાર્યે વિદ્યાપુર નગરમા ક્ષુદ્ર એવી તાત્કાલિક વિદ્યાને જાણુનારી અને સભામાં સુંદર વિજયપદને ધરનારી દુષ્ટ હૃદયવાળી શ્રાવકની ચાર શાકિનીને એકદમ સ્તંભિત કરી દીધી હતી. ॥ ૪૬ ॥

यः पूर्जनाभ्यर्थनया नयानुसारी च ताः स्तंभनतो मुमोच ।
अदर्शयदस्य च रत्नमेकं रत्नाकर. स्वं तटसंश्रितस्य ॥ ४७ ॥

ભાવાર્થ—પછી નગરજનની પ્રાર્થનાથી નીતિમાન એવા તે આચાર્યે તે શાકિનીને પાછી સ્તંભનમાંથી છોડી દીધી હતી. એક વખતે રત્નાકર-સમુદ્રે પોતાના કાઠા ઉપર રહેલા આચાર્યને એક રત્ન બતાવ્યું હતું. ॥ ૪૭ ॥

विनिर्मिता येन च भव्यनव्यग्रंथा अनेके सरसार्थसार्थाः ।
प्रदीप्रदीपा इव तत्त्वमार्गमद्यापि हृद्याः किल दर्शयन्ति ॥ ४८ ॥

ભાવાર્થ—તેમણે રચેલા રસિક અર્થવાળા ભવ્ય અને નવીન ગ્રંથો પ્રકાશિત દીપકની પેઠે અદ્યાપિ તત્ત્વમાર્ગને બતાવે છે. ॥ ૪૮ ॥

गिरीशगिर्युज्वलतोत्थगर्वखर्वीकृतौ पेशलकौशलाढ्याः ।
सदावदाता. प्रवरावदाता वक्तुं न शक्याः कविभिर्यदीयाः ॥४९॥

ભાવાર્થ—કૈલાસગિરિના ઉજ્વલપણાના ગર્વને તોડવામાં પણ કુશળતાવાળા જેમનાં ઉજ્વલ ચરિત્રો કવિઓથી પણ વર્ણવી શકાય તેવા નથી. ॥ ૪૯ ॥

तस्य क्षमाभृत्प्रणतस्य पट्टे सोमप्रभः सोमसमानकीर्ति ।
सूरिर्बभौ यो भुवि सच्चकोरलोकं चकारास्तसमस्तशोकम् ॥५०॥

ભાવાર્થ—રાજાઓએ વંદના કરેલા તે ધર્મઘોષ સૂરિની પાટે (તેમના શિષ્ય) સોમના જેવી કીર્તિવાળા સોમપ્રભ નામે સૂરિ થયા. જેમણે પૃથ્વીમાં સજ્જન રૂપી ચકોર પક્ષીના સમૂહને શોક રહિત કર્યો હતો * ॥ ૫૦ ॥

**गलत्कलंकं भुवि यो निजांकं काव्यप्रभ काव्यनिबद्धशास्त्रम् ।**
**घनं विपश्चिज्जनरंजनं तद्विनिर्ममे निर्मलनिर्ममेशः ॥ ५१ ॥**

ભાવાર્થ—નિર્મળ મુનિઓના સ્વામી અને કાવ્ય કરવાની બુદ્ધિવાળા જે આચાર્યે પૃથ્વીને વિષે કલંક (દોષ) રહિત પોતાના નામથી અંકિત અને વિદ્વાનોને મનોરંજક એવા ઘણા કાવ્યશાસ્ત્રો રચ્યા હતા. ॥ ૫૧ ॥

**श्रीसोमकीर्तिनिकरः करणौघजेता**
**श्रीसुगुरुसोमतिलकाभिधसूरिराजः ।**
**तत्पट्टपूर्ववसुधाधरतुंगशृंगम्**
**विध्वस्ततामसभरोऽरुचयच्चकाशत्वम् ॥ ५२ ॥**

ભાવાર્થ—તે પછી ઇંદ્રીયોના સમૂહને જિતનારા અને સોમ (ચંદ્ર)ના જેવી કીર્તિવાળા શ્રી સોમતિલક નામના સૂરિરાજે અંધકારના સમૂહનો નાશ કરી સૂરિના પાટ રૂપી ઉદયગિરિના શિખરને કાંતિથી પ્રકાશિત કર્યું હતું.[1] ॥ ૫૨ ॥

**श्रीसोममौलिसुरमौलिमलंकरोति**
**स्मासौ नभोङ्गणविभूषणतुल्यसोमः ।**
**श्रीसोमपुंद्रसुगुरुस्त्वकरोत्सवासं**
**स्फूर्जन्मन सुमनसां विगतैनसां स. ॥ ५३ ॥**

---

* સોમ–ચંદ્રની પ્રભાથી ચકોર પક્ષી આનંદ પામે છે તેમ આ સોમપ્રભ આચાર્યથી સજ્જન રૂપ ચકોર પક્ષી શોક રહિત થતા હતા.

૧ અર્થાત્ સોમપ્રભ આચાર્યની પાટે શ્રી સોમતિલકસૂરિ આવ્યા.

ભાવાર્થ—આકાશના આભૂષણ બરાબર એવો ચંદ્ર, ચંદ્રમૌલિ શંકરના મુગટને અલંકૃત કરતો હવો, અને શ્રી સોમતિલક ગુરૂએ તો પાપ રહિત એવા સુમનસ્ ( દેવતાઓ અને વિદ્વાનો ) ના હૃદયને નિવાસવાળું કર્યું હતું.* ॥ ૫૩ ॥

दीव्यद्दयाः सहृदया हृदयावदात-
विद्योदया घनतरा भुवनेष्वभूवन् ।
श्रीस्तोमसोमतिलकस्य मुनीश्वरस्य
साम्यं न केऽपि तु दधुर्दधिशुभ्रकीर्तेः ॥ ५४ ॥

ભાવાર્થ—જેઓના હૃદયમા ઉજ્વલ વિદ્યાનો ઉદય થયેલો અને જેઓ દિવ્ય દયાને ધરી રહ્યા છે એવા ઘણા સહૃદય વિદ્વાનો આ જગતમાં થઇ ગયા છે, પણ દહીંના જેવી ઉજ્વલ કીર્તિવાળા મુનીશ્વર શ્રી સોમતિલક ગુરૂની બરોબરી કરી શકે એવા તો કોઈ થયા નથી. ॥ ૫૪ ॥

जयानंदः सूरिस्त्रिदशपतिसूरिर्निजधिया
विनेयस्तस्यासीन्नयविनयसौभाग्यकलित. ।
अभंगं वैराग्य दृढतमतमस्तोमसथनं
यदीयांगे चंगे प्रणयवशतो वासमकरोत् ॥ ५५ ॥

ભાવાર્થ—પોતાની બુદ્ધિથી બૃહસ્પતિ જેવા અને નય વિનય તથા સૌભાગ્યથી યુક્ત એવા જયાનંદસૂરિ નામે તે સોમતિલકસૂરિના શિષ્ય થયા હતા; જેમના સુંદર અંગમાં દૃઢ અંધકારને નાશ કરનાર અભંગ વૈરાગ્યે પ્રેમથી નિવાસ કર્યો હતો.[1] ॥ ૫૫ ॥

* અહિં વ્યતિરેકાલંકાર થાય છે ચંદ્રમાએ શંકરના મુગટને અલંકૃત કર્યો હતો અને આ સૂરિએ તો બધા દેવતાઓના પક્ષે વિદ્વાનોના હૃદયમાં વાસ કરી તેને અલંકૃત કર્યું હતું.

૧ અર્થાત્ તેમનામા વૈરાગ્ય પ્રકાશિત થઇ રહ્યું હતું.

गुरौ यस्मिन् स्मेरद्युतिदिनकरे संयमरमा-
लसद्रामापाणिग्रहणमहमातन्वतितराम् ।
लघुभ्राता देव्या जिनमतजुषा मूर्ध्नि निहत
श्चपेटाभिः प्रादादनुमतिमसौ तद्ग्रहणजाम् ॥ ५६ ॥

ભાવાર્થ—જાજ્વલ્યમાન કાન્તિથી સૂર્ય જેવા તે જયાનંદ ગુરૂએ જ્યારે સંયમલક્ષ્મી રૂપી સ્ત્રીના પાણિગ્રહણનો મહોત્સવ કરવા માંડયો તે વખતે તેના લઘુ બંધુના મોઢા ઉપર જિનમતની અધિષ્ઠાત્રી દેવીએ લપડાક મારી—એટલે તેણે સંયમલક્ષ્મીનું પાણિગ્રહણ કરવામાં સંમતિ આપી હતી. ॥ ૫૬ ॥

सुधर्मश्रीजंबूप्रभृतिसुगुरून् धीधनगुरून्
महौन्नत्यान् नित्याभ्युदयजयसत्कीर्तिकलितान् ।
दृशोऽसीतान् स्मीतान् नयति यतिराट् यः स्मृतिपथम्
गुणैश्चन्द्राभ्रैर्गिरिशगिरिशुभ्रैरिह शुभै ॥ ५७ ॥

ભાવાર્થ—તે જયાનંદ ગુરૂ ચંદ્રના જેવા પ્રકાશિત અને કૈલાસપર્વતના જેવા ઉજ્વલ પોતાના ઉત્તમ ગુણોથી નિત્ય ઉદય, વિજય અને સત્કીર્તિથી યુક્ત બુદ્ધિરૂપી ધનથી મોટા, અને મહાન્ ઉન્નતિવાળા શ્રી સુધર્માસ્વામી, જંબૂસ્વામી વગેરે પરોક્ષ રહેલા મુનિઓનું સ્મરણ કરાવતા હતા.* ॥ ૫૭ ॥

सदर्प· कंदर्पं प्रसृमरभुजौजाः स समरे
ऽवधि क्रोधो योधो निकृतिमदमात्सर्यसहितः ।
जयानंदश्रीमद्गुरुभिरपरेऽपीह रिपवो
ऽन्तरंगास्तेऽखर्वास्सपादि हृतगर्वा विदधिरे ॥ ५८ ॥

ભાવાર્થ—તે શ્રી જયાનંદ ગુરૂએ પ્રસરતા ભુજ પરાક્રમવાળો ગર્વીષ્ટ કામદેવ, તિરસ્કાર મદ તથા માત્સર્ય સહિત ક્રોધ રૂપી યોદ્ધા

* અર્થાત્ જયાનંદસૂરિમા શ્રી સુધર્માસ્વામી, જંબૂસ્વામી, વગેરે મુનિઓના બધા ગુણો દેખાતા હતા.

અને તે શિવાય બીજા અન્તરંગ શત્રુઓને પણ તત્કાળ ગર્વ રહિત કરી દીધા હતા. ॥ ૫૮ ॥

ये श्रीमद्गुरवो रवोर्जितजितप्रावृड्घना श्रीघना-
श्रीमद्गौतमसन्निभा हृदि निभान्मुक्ताश्च युक्ता गुणैः ।
विश्वं कीर्तिजलैः समुज्ज्वलतरैः प्रक्षालयंत स्फुर-
न्मूर्तिस्फूर्तिजुष स्सृजति सुकृतश्रीप्राज्यराज्यं क्षितौ ॥५९॥

ભાવાર્થ—પોતાના શબ્દથી વર્ષાકાળના મેઘને જીતનાર, લક્ષ્મીથી વ્યાપ્ત, હૃદયમા કપટ રહિત ગુણોથી યુક્ત શ્રી ગોતમ સ્વામી જેવા અને સ્ફુરણાયમાન મૂર્તિવાળાને શ્રીમાન્ જયાનંદ ગુરૂ પોતાની કીર્ત્તિ રૂપી ઉજ્વલ જલથી બધા વિશ્વને પ્રક્ષાલન કરતા આ પૃથ્વી ઉપર પુણ્ય લક્ષ્મીથી વિશાળ એવું મહાન્ રાજ્ય કરે છે. ॥ ૫૯ ॥

इतिश्रीगुणप्रधानावतारश्रीवृहत्तपागच्छशृंगारहारभट्टारकपुरंदरपूज्यश्रीसोमसुंदरसूरिसौभाग्यवर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीतपागच्छपूर्वाचार्यसंतानिप्ररूपणो नाम तृतीयः सर्गः ॥ ३ ॥

॥ इति तृतीयः सर्गः ॥

## ॥ चतुर्थः सर्गः ॥

श्रीमान् जयानंदगुरुर्गुरुप्रभ- प्रबोधयन् दुःप्रतिबोधमानवान् ।
उर्वीं च गुर्वीं चरणैः पवित्रयन् प्रह्लादनाख्यं पुरमाजगाम सः ॥१॥

ભાવાર્થ—મોટી કાન્તિવાળા તે શ્રીમાન્ જયાનંદ ગુરૂ દુઃખે પ્રતિબોધવા યોગ્ય એવા મનુષ્યોને પ્રતિબોધ પમાડતા અને પોતાના

ચરણથી વિશાળ પૃથ્વીને પવિત્ર કરતા કરતા તે પ્રલ્હાદન નગરમાં આવી ચડયા. ॥ ૧ ॥

निशम्य गुर्वागमनं मनो वहन् सोत्कर्षहर्षप्रकरैः करंबितम् ।
सूरीशितुः संमुखमिंदुसन्मुखः पुरीजन सज्जनमंत्रिराण्मुखः ॥ २ ॥
जगाम गामश्वखुरैः प्रताडयन् सृजंश्च निस्वानमयीं रथस्वनै ।
श्रीश्रीकरीभिः कदलीमयीं लसच्छत्रै पवित्रेंदुमयोमिवाभित ॥३॥
युग्मम् ॥

ભાવાર્થ—તે જયાનંદ ગુરૂનું આગમન સાંભળી સજ્જન મંત્રી આદિ સર્વ નગરજન, ચંદ્રના જેવા મુખવાળા અને હર્ષના ઉત્કર્ષથી યુક્ત એવું હૃદય વહન કરતા ગુરૂની સન્મુખ ચાલી નીકળ્યો. અશ્વોની ખરીઓથી પૃથ્વીને તાડન કરતા તે નગરજન રથના શબ્દોથી જાણે પૃથ્વીને નિશાનમય કરતા હોય, છડીઓથી જાણે કદલીવૃક્ષમય કરતા હોય અને છત્રોથી જાણે પૂર્ણ ચંદ્રમય કરતા હોય તેમ તે દેખાતા હતા. ॥ ૨–૩ ॥

प्रणम्य सम्यग्विधिनाधिनाशनं गुरूत्तमं श्रीयुगसत्तमं गुणैः ।
संघ. स शालां सुकृतस्य मुद्धराः प्रवेशयामास नवैर्महोत्सवैः ॥४॥

ભાવાર્થ–ગુણોથી શ્રીયુગ પ્રધાન રૂપ અને માનસીક પીડાને નાશ કરનારા તે ઉત્તમ ગુરૂને સમ્યક્ વિધિથી પ્રણામ કરી હર્ષ પામેલા સર્વ સંઘે સુકૃતની [1]શાળા રૂપ તે ગુરૂને શ્રેષ્ઠ પ્રકારના મહોત્સવથી નગરમાં પ્રવેશ કરાવ્યો. ॥ ૪ ॥

अथान्यदा दानगुणेन विश्रुतः श्रुतं जिनेशस्य घनप्रशस्यहृत् ।
शुश्रूपुरात्मीयसुतेन संयुतः स सज्जन श्रीगुरुपार्श्वमाययो ॥ ५ ॥

ભાવાર્થ—તે પછી એક વખતે દાન ગુણથી પ્રખ્યાત અને ઘણી પ્ર-

1 અર્થાત્ જનોમા ઘણા સુકૃતો રહ્યા હતા.

શંસા કરવા યોગ્ય હૃદયવાળો સજ્જન મંત્રી શ્રી આર્હંત શાસ્ત્રને સાંભળવાની ઇચ્છાથી પોતાના પુત્ર સોમકુમારની સાથે ગુરૂની પાસે આવ્યો. ॥ ૫ ॥

**निरीक्ष्य धर्माभिमुखं स्फुरन्मुखं महेभ्यमौलिं गुणसज्ञसज्जनं ।**
**सुधासदेश्यां वरधर्मदेशनां गुरुश्चकारेत्यघसंघनाशिनीम् ॥ ६ ॥**

ભાવાર્થ—સ્ફુરણાયમાન મુખવાળા અને મહાન્ ગૃહસ્થોના મુગટ રૂપ તે ગુણવાન સજ્જન મંત્રીને ધર્મ શ્રવણમા તત્પર થયેલા જોઈ ગુરૂ જયાનંદ સૂરિએ પાપના સમૂહને નાશ કરનારી અમૃત સમાન ધર્મદેશના નીચે પ્રમાણે આપવા માંડી. ॥ ૬ ॥

**निदर्शनैस्तैर्दशभिः सुदुर्लभं नृजन्म वर्वर्ति तनूमतां नतम् ।**
**तत्रापि सत्क्षेत्रसुजातिशुद्धिभृत् कुलादिकं चाप्यतिदुर्लभं भवेत् ॥७॥**

ભાવાર્થ—દશ દૃષ્ટાંતોથી પ્રાણીઓને પ્રથમ મનુષ્ય જન્મ ઘણો દુર્લભ છે, અને તેમાં પણ સારૂં ક્ષેત્ર તથા સારી જાતિની શુદ્ધિને ધારણ કરનાર કુલાદિક એ બન્ને પ્રાપ્ત થવું એતો અત્યંત દુર્લભ છે.[1] ॥ ૭ ॥

**तत्प्राप्य दुःप्रापमपि प्रमादभृज्जनः सपाप सुकृतं तनोति नो ।**
**स लब्धमप्यब्धिजले प्रपातयत्यहो महोभिस्तरणिं द्युसन्मणिम् ॥८॥**

ભાવાર્થ—તેવા દુ:પ્રાપ્ય મનુષ્યજન્મને પ્રાપ્ત કરીને પણ જે પાપી પ્રાણી પ્રમાદને ધારણ કરી સુકૃતને વિસ્તારતો નથી, તે તેજમાંથી સૂર્ય જેવો ચિંતામણિ પ્રાપ્ત થયો તો પણ તેને પાછો સમુદ્રના-જલમાં પાડી નાખે છે. અહો એ કેવું આશ્ચર્ય ! ॥ ૮ ॥

---

૧ અર્થાત્ પ્રથમ મનુષ્યજન્મ દુર્લભ, તે પછી ઉત્તમ ક્ષેત્ર, જાતિ અને કુળ મળવુ દુર્લભ છે.

रिपुः प्रमाद पितृघातनोद्यतो विषं प्रमादश्च भवेत् हलाहलम् ।
अनिष्टमुत्कृष्टमरिष्टमत्र नो प्रमादतुल्यं वरिवर्ति विष्टपे ॥ ९ ॥

ભાવાર્થ—પ્રમાદ એ પિતાને ઘાત કરવા ઉદ્યત થએલો શત્રુ છે, પ્રમાદ એ હળાહળ વિષ છે. આ જગતમાં પ્રમાદના જેવું બીજું અનિષ્ટ અને ઉત્કૃષ્ટ [1]અરિષ્ટ કોઈ નથી. ॥ ૯ ॥

प्रमादशत्रुं स्फुरदुद्यमायुधैः कृती निराकृत्य महोल्वणं रणे ।
अधर्मकर्मद्रुमखण्डखंडन परश्वधं धर्ममसौ च सेवते ॥ १० ॥

ભાવાર્થ—કુશળ પુરૂષ ઉદ્યમ રૂપ સ્ફુરિત આયુધોથી રણને વિષે ઉગ્ર એવા પ્રમાદ રૂપી શત્રુને નિરાકરણ કરી અધર્મ કર્મ રૂપી વૃક્ષોને ખંડન કરનાર ધર્મ રૂપી કુવાડાને સેવે છે. ॥ ૧૦ ॥

धर्मोऽस्त्यसौ बंधुरबंधुताजुषां पिता च माता च भवे भवेद्यम् ।
चिंतामणिः सद्घृणिरेष चोत्तमः कल्पद्रुम कल्पितवस्तुदानत ॥११॥

ભાવાર્થ—ધર્મ બંધુ રહિત પુરૂષોને બંધુ છે. સંસારમાં માતા અને પિતા સમાન છે, શ્રેષ્ઠ કિરણવાળો ચિંતામણી છે અને કલ્પિત વસ્તુના દાન આપવાથી તે ઉત્તમ કલ્પવૃક્ષ રૂપ છે. ॥ ૧૧ ॥

सुश्राद्धसत्साधुवृषद्विभेदभागसौ ससौरभ्ययशोभृताहता ॥
प्ररूपितो रूपजुषा हतांतरद्विषा गुणव्रातपुषा तमोमुषा ॥ १२ ॥

ભાવાર્થ—સુગંધી રૂપ યશને ધારણ કરનારા, અંતર શત્રુઓને હણનારા, ગુણોના સમૂહને પોષણ કરનારા અને અંધકારને ટાળનારા શ્રી અર્હંત પ્રભુએ તે ધર્મને શ્રાવક ધર્મ અને સાધુધર્મ એવા બે ભેદથી પ્રરૂપણ કરેલો છે. ॥ ૧૨ ॥

आगारिको धर्म उपासकांगिनां मुक्तिप्रदानप्रतिभूः क्रमाद् भवेत् ॥
यतेस्तु धर्मः शिवशर्मसंततिं व्रतस्पृशां नूनमिहैव यच्छति ॥१३॥

---

૧ અરિષ્ટ—અનિષ્ટ—ખરાબ

ભાવાર્થ—ઉપાસક શ્રાવક લોકોનો ઉપાસક ધર્મ અનુક્રમે મુક્તિ આપવામાં જામીન થાય છે, પરંતુ સાધુઓનો ધર્મ તો આ લોકમા વ્રતધારીઓને અવશ્ય મુક્તિસુખની પરંપરા આપે છે. ॥ ૧૩ ॥

श्रेयस्करी सा किल पारमेश्वरी भवेऽत्र दीक्षा सुरवल्लरीव वै ।
विपर्ति चित्तामितकामितानि ताः प्रयच्छति श्रीशिवसंपदोऽपि च ॥

ભાવાર્થ—આ સંસારમા કલ્યાણકારી [1]પારમેશ્વરી દીક્ષા કલ્પલતાની પેઠે મનની અપરિમિત કામનાઓને અને તે મોક્ષ સંપત્તિઓને આપે છે. ॥ ૧૪ ॥

स्वर्धेनुवत् चित्रकफुल्लवल्लिवत्सा भाग्यहीनैः पुरुषैर्न चाप्यते ।
तद् भो त्रिलोकीविदिते जिनोदिते श्रीधर्मयुग्मे प्रयतध्वमीप्सिते॥

ભાવાર્થ—તે ભાગવતી દીક્ષા કામધેનુ અને ચિત્રકવેલની પેઠે ભાગ્ય રહિત પુરૂષોથી મેળવી શકાતી નથી, તેથી હે ભવ્ય પ્રાણીઓ ત્રણ લોકમાં પ્રખ્યાત એવા તે પરમેશ્વર ભાષિત [2]બંને ઈષ્ટ ધર્મને મેળવવા માટે પ્રયત્ન કરો. ॥ ૧૫ ॥

निशम्य सम्यक् सुगिरो गुरूदिता अपूरि वैराग्यरसेन मानसम् ।
कुमारसोमस्य रयेण यद् बुधोऽप्यल्पोपदेशेन भवेत् प्रबोधभाक् ॥

ભાવાર્થ—આ પ્રમાણે ગુરૂની ઉત્તમ ગિરા સાભળી સોમકુમારનું હૃદય તત્કાલ વૈરાગ્યરસથી પૂર્ણ થઈ ગયું, કારણ કે પ્રાજ્ઞ પુરૂષનું અંતઃકરણજ સૂક્ષ્મથી પણ પ્રબોધ પામે છે. ॥ ૧૬ ॥

श्रीमान् जयानंदमुनीश्वरोऽम्बुरुहाविकस्वरां दृष्टिमथाक्षिपन् मुदा ।
वपुःश्रिया निर्जितमारविग्रहे सोमे कुमारे परिमुक्तविग्रहे ॥ १७ ॥

ભાવાર્થ—શ્રીમાન્ જયાનંદ મુનીશ્વરે શરીરની શોભાથી કામદે-

---

૧ પરમેશ્વર-જિન ભગવંત સબંધી.

૨ શ્રાવકધર્મ અને સાધુધર્મ.

વના શરીરને જીતનાર અને કલહને છોડનાર એવા સોમકુમાર ઉપર હર્ષથી કમળ જેવી [૧]વિકસ્વર દૃષ્ટિ નાખી. ॥ ૧૭ ॥

**व्यचिंतयच्चेतसि चेति विस्मयैर्हर्षप्रकर्षैः परिपूरितो गुरुः ।**
**अस्यांगसंगिन्यहह प्रदृश्यते त्रिश्वोत्तरा सद्गुणलक्षणावलिः ॥ १८ ॥**

ભાવાર્થ--વિસ્મય અને હર્ષના ઉત્કર્ષથી પૂર્ણ થયેલા ગુરૂ ચિત્તમાં ચિંતવન કરવા લાગ્યા કે, અહો ! આ કુમારના અંગ ઉપર લોકોત્તર એવી સદ્ગુણ લક્ષણોની [૨]શ્રેણી જણાય છે. ॥ ૧૮ ॥

**उष्णीषवन्मौलितलं गलः कलस्त्रिरेखवन्मंजुलरेखयांकितः ।**
**भालं विशालं दिननाथबिंबवद् भालंकृत चाननमिंदुसोदरम् ॥१९॥**

ભાવાર્થ—આ કુમારના મસ્તકનો ભાગ મુગટબંધ જેવો છે. કંઠ મધુર અને શંખની પેઠે સુંદર રેખાથી અંકિત છે. લલાટ સૂર્યના બિંબની પેઠે વિશાળ છે, અને મુખ ચંદ્રના જેવું કાંતિથી અલંકૃત છે. ૧૯

**विकस्वरांभोरुहगर्वमोचने विलोचने चारुतरे विराजतः ।**
**गल्लौ प्रफुल्लौ च सदर्पदर्पणालक्ष्म्यर्पणप्रत्यलकौशलोज्वलौ ॥ २० ॥**

ભાવાર્થ—બંને લોચન વિકસ્વર થયેલા કમળના ગર્વને છોડાવી ઘણાં સુંદર શોભે છે. પ્રફુલ્લિત રહેલા બંને ગાલ ગર્વ કરતા દર્પણને [૩]અલક્ષ્મી આપવાની કુશલતાથી ઉજ્વલ લાગે છે. ॥ ૨૦ ॥

**दंतावलिः संवलिता स्मितैस्तैः सुधामयूखद्युतिवद्विराजते ।**
**रदच्छदौ चारुणिमस्फुरन्मदौ बालप्रवालश्रियमत्र जह्रतु ॥ २१ ॥**

ભાવાર્થ—સુંદર હાસ્યથી સુશોભિત એવી દંતશ્રેણી ચંદ્રની કાંતિની પેઠે શોભે છે. રતાશપણાના મદથી સ્ફુરણાયમાન એવા બંને [૪]અધર બાલ કુંપલીઓની શોભાને હરી લેછે. ॥ ૨૧ ॥

---

૧ વિકાસ પામેલી ૨ સારા સામુદ્રિક શારીરિક લક્ષણો.
૩ અલક્ષ્મી એટલે શોભા નહી તે અથવા દારિદ્ર. ૪ હોઠ.

अंसौ ककुद्मत्ककुदुन्नतौ ततौ चद्धर्जितं बाहुयुगं युगायतं ।
अक्षामवक्षः पुरगोपुरस्फुरत्कपाटदैर्घ्यस्फुरपाटवोत्कटं ॥ २२ ॥

ભાવાર્થ—બળદની કોઢના જેવા તેના ખભા છે, ધોસરીના જેવા દીર્ઘ બે બાહુ છે અને વિશાલ વક્ષસ્થલ નગરના દરવાજાના કમાડની દીર્ઘતાના પાટવ [1]જેવા ઉત્કટ છે. ॥ ૨૨ ॥

यशस्करे चास्य करे वरेण्यरुग् यास्त्यूर्ध्वरेखातिलसत्यखंडिता ।
सहस्रकुक्षिभरिता विराजिनो जनप्रतिष्ठोच्चपदप्रदा हि सा ॥२३॥

ભાવાર્થ—તેના યશસ્વી હસ્તમાં ઉત્તમ કાંતિવાળી અને અત્યંત સરખી એવી અખંડિત ઉર્ધ્વરેખા છે, જે રેખા હજારોના ઉદરને ભરણ પોષણ કરનારી અને લોકોમાં પ્રતિષ્ઠા અને ઉંચી પદવીને આપનારી છે. [2]॥ ૨૩ ॥

यथावलीनां मणिबंधजन्मनां त्रिकं नृपत्वप्रकटप्रकाशकम् ।
श्रीपूर्णकुंभः शुभलक्ष्मिलक्षदश्छत्रं पवित्रं त्रिजगत्प्रभुत्वकृत् ॥२४॥

ભાવાર્થ—તેના હાથમાં મણિબંધની ત્રણ રેખાઓ છે તે રાજાપણાનો પ્રકાશ કરે છે. લાખો ગણી કલ્યાણ લક્ષ્મીને આપનાર શ્રીપૂર્ણ કુંભનું ચિન્હ છે, અને ત્રણ જગતના પ્રભુપણાને કરનાર છત્રનું પણ પવિત્ર ચિન્હ છે. ॥ ૨૪ ॥

चक्रं द्विपच्चक्रविनाशिविक्रमं वज्रं कृतैश्वर्यरमासमर्पणम् ।
पीनं च मीनाद्वितयं महोल्लसत्सौभाग्यभाग्यर्द्धिसमूहसूचकम् ॥२५॥

ભાવાર્થ—શત્રુઓના સમૂહને વિનાશ કરે તેવા પરાક્રમને સૂચવનાર ચક્રનું લક્ષણ છે, આ ઐશ્વર્ય લક્ષ્મીને અર્પણ કરનાર વજ્રરેખા

---

૧ અર્થાત્ દરવાજાના કમાડ જેવા વિશાળ છે.

૨ અર્થાત્ ઉર્ધ્વ રેખાવાળો પુરૂષ હજારોનું ભરણપોષણ કરે છે તથા લોકોમા પ્રતિષ્ઠા અને ઉચી પદવી મેળવે છે.

છે, આ પૃષ્ટ એવું મત્સ્યનું યુગલ મોટી ઉલ્લાસ પામતી સોભાગ્યની સમૃદ્ધિને સૂચવે છે. ॥ ૨૫ ॥

श्रीस्वस्तिकः स्वस्तिकरः करोत्पलं पद्मं च पद्मां सुभगांगसंगिनीम् ।
अंगुष्ठमूलस्थयवा ददत्यमी ख्याति विभूतिं च समं सुविद्यया २६॥

ભાવાર્થ—આસ્વસ્તિક (સાથીઆ)નું લક્ષણ સ્વસ્તિ (કલ્યાણ) ને કરનારૂં છે, આ પદ્મની રેખા અંગશોભા અને સોભાગ્ય લક્ષ્મીને આપે છે, અંગુઠાના મૂળમાં રહેલા આ યવ (જવરેખા) વિખ્યાતિ, વિભૂતિ અને સદ્‌વિદ્યાને આપે છે. ॥ ૨૬ ॥

करस्थरेखानिकरै शुभंकरैः मूर्तिश्रितस्फुर्त्तिभरैश्च सत्तरैः ।
अयं शिशुर्यौवनसंश्रयो गुणोत्कृष्टो गरिष्ठो भविता भुवस्तले ॥२७॥

ભાવાર્થ—મૂર્ત્તિ ઉપર સ્ફુરણાયમાન એવા લક્ષણોથી અને કલ્યાણને કરનારી એવી હસ્તરેખાઓના સમૂહથી આ બાળક યુવાનવયમાં ગુણોથી ઉત્કૃષ્ટ અને પૃથ્વીમાં મોટો થશે. ॥ ૨૭ ॥

चेल्लाति दीक्षामयमद्भुतोदयो दयोज्वलः प्रज्वलदंगभास्वरा ।
भुव भवेत्सूरिवरो धरोत्तमस्तमस्ततिध्वंसनकृद् गभस्तिमान् ॥२८॥

ભાવાર્થ—જો આ બાળક દીક્ષા ગ્રહણ કરે તો અદ્‌ભુત ઉદયવાળો દયાથી ઉજ્વલ અને અંગની કાંતિથી પ્રજ્વલિત પૃથ્વીમાં ઉત્તમ અને અંધકારના સમૂહને નાશ કરનાર સૂર્ય સમાન મોટા આચાર્ય થાય.[1] ॥ ૨૮ ॥

ततोऽब्रवीन् बुद्धिगुरुर्गुरुर्गुणी श्रीसज्जनं सोमसुतं गुणाद्भुतं ।
प्रदेहि नो देहिमहोदयं यतः स्फुरोदयं सूरिपदस्य योग्यताम् ॥२९॥

---

૧ સૂર્યનો ઉદય જેમ અંધકારનો નાશ કરે તેમ તે આચાર્ય પૃથ્વીમા અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરનાર થાય.

ભાવાર્થ—બુદ્ધિથી મોટા એવા ગુરૂએ ગુણોથી અદ્ભુત એવા તે સજ્જન શ્રેષ્ઠીને કહ્યુ કે, પ્રાણીઓને મહોદય આપનારો આ કુમાર મને આપો, કારણ કે, તે સૂરિપદની યોગ્યતાને પ્રાપ્ત થાય તેવો છે.૨૯

कुलं हि तद् भाग्यरमासमाकुलं ज्ञातिश्च सा स्फातिमती मनोद्दहत् ।
एकोऽपि यत्र प्रशमोत्तमो गृही गृह्णाति दीक्षां क्षितपापकश्मलाम्

ભાવાર્થ—જેમાં એક પણ ગૃહસ્થ શમતા વડે ઉત્તમ થઇ પાપમળનો નાશ કરનારી દીક્ષા ગ્રહણ કરે, તે કુળ ભાગ્યલક્ષ્મીથી ભરપૂર થાય છે અને તે જ્ઞાતિ નિર્મળ અને પ્રકાશિત થાય છે. ॥ ૩૦ ॥

श्रीसज्जन. प्राह स साहसं स्पृशन् भव्यं भवद्भिः प्रतिपादितं प्रभो ।
आपृच्छ्य भार्यां च विमृश्य चेतसा ततः करिष्ये भवदीहित हितम् ॥

ભાવાર્થ—સજ્જન મંત્રીએ હિંમત લાવી કહ્યું કે, હે સ્વામી! તમે પ્રતિપાદન કર્યું તે સારૂં છે, પણ મારી સ્ત્રીને પુછી મનમાં વિચાર કરીને પછી હું તમારૂં ઈચ્છેલું હિત કરીશ. ॥ ૩૧ ॥

उदीर्य वर्योक्तिमिमां रमांचितस्ततः समागात्स्वगृहे महेभ्यराट् ।
समं च तेन स्वसुतेन निर्ममे सभोजनं सद्रसकृतयोजनं ॥ ३२ ॥

ભાવાર્થ—આ પ્રમાણે ઉત્તમ વચન કહીને સુશોભિત સજ્જન શ્રેષ્ઠી પોતાને ઘેર આવ્યો, અને પોતાના પુત્રની સાથે રસવાળું-સ્વાદીષ્ટ ભોજન જમ્યો. ॥ ૩૨ ॥

सोमस्ततः स्वं जनकं समातृकं प्रोवाच चंचद्विनयं नयं वहन् ।
दीक्षामहं मुक्तिपदप्रदायिनीं गृह्णामि चेद् वोऽनुमतिं मतिं स्फुरेत् ॥

ભાવાર્થ—ભોજન થઇ રહ્યા પછી તેજસ્વી વિનય અને નીતિને વહન કરતા એવા સોમકુમારે પોતાના માતા પિતાને કહ્યુ કે, જો તમારી સંમતિ હોય તો હું મુક્તિપદને આપનારી દીક્ષા ગ્રહણ કરૂં. ॥ ૩૩ ॥

आयुर्वपुर्यौवनसंपदादिकं न वस्तु किंचित् किल नित्यमीक्ष्यते ।
तन्नित्यताकांक्षोऽक्षयमोक्षसौख्यदो ऽर्हद्धर्म एवाश्रयणीय उत्तमैः ३४

ભાવાર્થ—આ જગતમાં આયુષ્ય, યૌવન અને સંપત્તિ વગેરે કોઇ વસ્તુ નિત્ય જોવામા આવતી નથી તેથી ઉત્તમ પુરૂપોએ નિત્ય અને અક્ષય સુખને આપનાર એવા આર્હત ધર્મનોજ આશ્રય કરવો જોઇએ. ॥ ૩૪ ॥

उत्कृष्टतां विश्ववरिष्ठतां च तां श्रामण्यमार्गे किल शेश्रयीति सः।
तन्मे प्रसद्याद्य मुनीशसंनिधौ दीक्षां मुदा दापय तं स्पृहावतः ॥३५॥

ભાવાર્થ—તે આર્હત ધર્મ મુનિપણુંના માર્ગમા ઉત્કૃષ્ટપણાને અને સર્વથી વરિષ્ટપણાને ધારણ કરે છે, તેથી આજે પ્રસન્ન થઈ તેની સ્પૃહા કરના એવા મને તે સૂરિવર્ય ની પાસે હર્ષથી દીક્ષા અપાવો. ॥૩૫॥

अथोचतुस्तौ चतुरौ शुचातुरौ स्वकीयपुत्रं पितरौ वरौजसम् ।
दीक्षागृहीतेः समयो न तेऽधुना पुनाति गात्रं हि पवित्रशैशवम् ३६

ભાવાર્થ—શોકથી પીડિત એવા માતાપિતાએ પોતાના પરાક્રમી પુત્રને કહ્યું, વત્સ ! દીક્ષા ગ્રહણ કરવાનો તારો આ સમય નથી. હજુ પવિત્ર બાલ્યવય તારા ગાત્રને પવિત્ર કરે છે. [1] ॥ ૩૬ ॥

श्रामण्यभारः कथमुह्यते त्वया विमुह्यते यत्र महत्तरैर्नरैः ।
प्रौढोक्षभिर्वोढुमशक्यमप्यचानस्तत्तर्णकैः पुत्र कथं हि चाल्यते ३७

ભાવાર્થ—હે પુત્ર ! જેમા મોટા મોટા પુરૂપો મુંઝાઇ જાય છે તેવો મુનિવ્રતનો ભાર તારાથી કેમ વહન થશે ? જે [2]શકટ પ્રૌઢ બળદોથી પણ વહન કરવાને અશક્ય છે, તે નાના વાછરડાઓથી કેમ ચલાવી શકાય ? ॥ ૩૭ ॥

यः खड्गधारोपरि चंक्रमीत्यथो यो दुस्तरं वा तरतीह वारिधिम्।
यो वा दुरारोहसुपर्वपर्वतं पद्भ्यां समारोहति पुष्करस्पृशं ॥३८॥
राधाक्षिवेध विदधाति यो बुधो ज्वालावलीर्यो ज्वलनस्य वा पिवेत्।
अतुच्छबुद्धे सुत सोऽपि सद्मसं धत्ते हि मर्त्यश्चरिकर्तुं साहसं ॥
॥ ३९ ॥ युग्मम् ॥

---

૧ અર્થાત્ તુ હજુ બાલ્યવયનો છે. ૨ શકટ—ગાડુ

ભાવાર્થ—હે અલ્પ બુદ્ધિવાળા પુત્ર! જે પુરૂષ ખડ્ગની ધાર ઉપર ચાલે, જે દુસ્તર સમુદ્રને તરી જાય, જે આકાશ સુધી ઊંચા એવા મેરૂપર્વત ઉપર બે પગે ચડીને જે ¹રાધા નામની પુતલીના નેત્રનો વેધ કરે, અને જે અગ્નિની જ્વાળાઓને પી જાય, તે પુરૂષ સંયમને ધારણ કરવાને યોગ્ય છે—કરવાનું સાહસ કરે છે. ॥ ૩૯ ॥

अथाब्रवीत्सोमसुत श्रितस्मितः सद्धैर्यभाजः किमु दुष्करं भवेत्।
क्लीवांगिनामेव भयात्तचेतसां भवेन्महत्कार्यकृतौ विमर्शधीः ॥४०॥

ભાવાર્થ—સોમકુમારે હસતા હસતા કહ્યુ, પૂજ્ય માતા પિતા, ધૈર્યવાળા પુરૂષને શું દુષ્કર છે ? મનમા ભય રાખનારા નપુંસક પુરૂષોનેજ મહત્ કાર્ય કરવામા વિચાર કરવાની બુદ્ધિ હોય છે.[2] ॥ ૪૦ ॥

लसन्नमेरुर्भुवि मेरुपर्वतस्तावत्ल तुंगः सुरकोटिभासुर ।
भयंकरः श्रीमकराकर स्फुरत्यसौ च तावत्किल दुस्तरत्वभृत् ४१
कार्यं सृजद्भिर्विषमं महत्तम यावन्न धीरैः क्रियते महोद्यमः ।
तन्मांतरायं कुरुतं युवामहं दीक्षां ग्रहीष्येऽभिगृहीतनिश्चयः ॥४२ ॥
॥ युग्मम् ॥

ભાવાર્થ—અતિશય મોટા અને વિષમ એવા કાર્યને ઉત્પન્ન કરનારા ધીર પુરૂષો જ્યાં સુધી મહાન્ ઉદ્યોગ કરે નહીં ત્યા સુધીજ નમેરૂના વૃક્ષોથી સુશોભિત અને કોટી દેવતાઓથી પ્રકાશમાન એવો મેરૂ પર્વત ઉંચો છે, અને ત્યાં સુધીજ મોટા મધરોની ખાણ રૂપ ભયકર સમુદ્ર દુસ્તરપણાને ધારણ કરી સ્ફુરી રહ્યા છે ॥ ૪૧–૪૨ ॥

૧ રાધાવેધનો પ્રયોગ અર્જુને દ્રૌપદી સ્વયંવરમા કર્યો હતો. ૨ અર્થાત્ નપુંસકો મહત્ કાર્ય કરવામા વિચાર કરતા બેસી રહે છે.

૩ અર્થાત્ જો તેઓ ઉદ્યોગ કરવો ધારે તો તેવા મેરૂગિરિને અને મહાન્ સમુદ્રને પણ બીલકુલ ગણના નથી.

गृहस्थतायां विरतं रतं शमे विज्ञाय पुत्रं पितृमातृशामलन् ।
ततो जयानंदगुरोः पुरो ददौ दीक्षाग्रहणानुमतिं सुतस्य तत् ४३

ભાવાર્થ—અને માતા પિતાએ પુત્રને ગૃહસ્થપણામા વિરક્ત અને શમતામાં રક્ત જાણી જયાનંદ ગુરૂની પાસે તેને દીક્ષા લેવાની સંમતિ આપી. ॥ ૪૩ ॥

अथो गुरुर्ज्योतिषिकाग्रगीर्गुणो प्रादात्तदस्याग्रहणस्य सद्ग्रहं ।
लग्नं प्रदीप्रं प्रगुणैर्गुणैस्ततैर्मुक्तं च दोषैर्दिनशुद्धिबंधुरम् ॥ ४४ ॥

ભાવાર્થ—જ્યોતિષવેત્તાઓમાં અગ્રણી એવા સદ્ગુણી ગુરૂએ તેને દીક્ષા લેવાને માટે ઉત્તમ ગુણોથી પ્રકાશિત, દોષથી મુક્ત અને દિનશુદ્ધિથી ઉત્તમ એવું લગ્નમૂહુર્ત્ત જોઇ આપ્યું. ॥ ૪૪ ॥

श्रीसज्जनो मज्जनमण्डपांतरे निवेश्य शस्ते कनकासने सुतम् ।
स स्नापयामास जलैर्महोज्वलैः कर्पूरसत्कुंकुमगंधवासितैः ॥४५॥

ભાવાર્થ—પછી સજ્જન મંત્રીએ પુત્રને સ્નાનમંડપમાં લઈ જઇ સુવર્ણના શ્રેષ્ઠ સિંહાસન ઉપર બેસારી કપૂર તથા કેસરથી સુવાસિત એવા સ્વચ્છ જળથી સ્નાન કરાવ્યું. ॥ ૪૫ ॥

क्षीरोदकादीनि महार्घविराहद्दिव्यांबराणि प्रवराणि भासुरे ।
त्रिलोकलोकाप्रतिरूपरूपभृत्सञ्जगर्वधाद्दधीधियां महोदधिः ॥ ४६ ॥

ભાવાર્થ—ઉત્તમ બુદ્ધિઓના સાગર અને ત્રણલોકમા અપ્રતિમ રૂપને ધારણ કરનાર તે સોમકુમારે તેજથી પ્રકાશિત, અમૂલ્ય અને મનોહર દિવ્ય વસ્ત્રો ધારણ કર્યા ॥ ૪૬ ॥

सुवर्णचंचन्मुकुटेन भूषितोत्तमांगमाग कुसुमालिमालिना ।
अप्रत्नरत्नोज्वलकांतिमंडलीसत्कुंडलालंकृतकर्णयामलः ॥ ४७ ॥

ભાવાર્થ—પુષ્પ શ્રેણીથી સુશોભિત અને સુવર્ણથી ચળકતા એવા મસ્તકને અલંકૃત કર્યું, તેમજ નવીન રત્નોથી ઉજ્વળ કાંતિવાળા સુંદર

કુંડલોથી બને કર્ણને શણગાર્યા. ॥ ૪૭ ॥

हारार्द्धहारैः सुषमामनोहरैः संशोभितोरस्थल उज्वलद्युतिः ।
प्रोद्दीप्रबाहुर्बहुबाहुरक्षकैः रत्नोर्मिकावर्मितमंजुलांगुलिः ॥ ४८ ॥

ભાવાર્થ—શોભાથી મનોહર એવા હાર તથા અર્ધહારોથી ઉર-સ્થલ શોભવા લાગ્યું, અને તેથી બધા શરીરમા ઉજ્વળ કાંતિ પ્રસરી રહી. સુંદર બાજુબંધથી બાહુ દીપવા લાગ્યા અને રત્નજડિત મુદ્રિકાથી સુંદર આંગળીઓ શોભાયમાન થઈ. ॥ ૪૮ ॥

समग्रदेहावयवेष्वदूषणैर्विभूषणैः प्राप्तगुणैर्विभूषितः ।
सोमः कुमारः शुशुभे सुरद्रुमः किं जंगमः सद्धृदयंगमः क्षितौ ४९॥

ભાવાર્થ—સર્વ શરીરના અવયવોમાં ગુણને પ્રાપ્ત થયેલા નિર્દોષ આભૂષણોથી સુશોભિત એવો સોમકુમાર જાણે પૃથ્વી ઉપર સજ્જનોને પ્રિય એવો જંગમ કલ્પવૃક્ષ હોય તેમ શોભવા લાગ્યો. ॥૪૯॥

अथोल्लसल्लक्षणराजिराजितं सद्वाजिनं दुर्द्धरमारुरोह सः ।
उच्चैः श्रवःसंश्रितमूर्तिभासुरः सुरप्रभुः किं समवातरद्धराम् ॥५०॥

ભાવાર્થ—પછી સોમકુમાર સારા લક્ષણોની શ્રેણીથી સુશોભિત એવા [1]દુર્ધર અશ્વ ઉપર આરૂઢ થયા. ઉચ્ચૈઃશ્રવા ઉપર જેની મૂર્તિ આરૂઢ થયેલી છે એવો પ્રકાશમાન ઈંદ્ર જાણે પૃથ્વીમા આવ્યો હોય તેવા તે દેખાવા લાગ્યા. ॥ ૫૦ ॥

भेर्यादिकातोद्यरवैः सुखश्रवे खे गर्जति क्ष्माध्रदारणोल्वणैः ।
वितन्यमाने धवलस्वने कुलांगनाजनैश्चंद्रसहोदराननैः ॥ ५१ ॥
उच्चार्यमाणे जयमंगलारवे सदूर्वरैर्भट्टैर्मुखरो लसन्मुखैः ।
संश्रव्यकाव्येषु कवीश्वरोत्करैः पापठ्यमानेषु च मानितैर्भृशं ॥५२॥
दाने निदाने सुखसंपदां घने प्रदीयमाने व्यवहारिपुंगवैः ।
चंक्रम्यमाणे च पणांगनागणैर्नृत्ते स्वचित्तेप्सितदत्तितोषितैः ॥५३॥

1 દુર્ધર—આકરા, પાણીદાર

उत्तीर्य वर्याद्विलसद्वयात् हयात् स सज्जनानंदनसज्जनांगजः ।
श्रीधर्मशालां विपुलां समागमत् वैराग्यरंगैः परिपूरिताशयः ॥५४॥

ભાવાર્થ—જેનું સુખકારી શ્રવણુ છે અને જે પ્રતિધ્વનિથી પર્વતોને વિદારણ કરે તેવા ઉગ્ર ભેરી વગેરે વાજીંત્રોના શબ્દોથી આકાશ ગાજી રહ્યું, ચંદ્ર જેવા મુખવાળી કુલીન અંગનાઓ ધવળમંગળ ગાવા લાગી. સુશોભિત મુખવાળા ભાટ ચારણોના વૃંદ જયમંગળના શબ્દો ઉચ્ચારી રહ્યા, મોટા કવીશ્વરોના સમૂહે માન્ય કરેલા રસિક શ્રવ્ય કાવ્યોના પાઠ ચાલી રહ્યા. ઉત્તમ વ્યાપારીઓ સુખ સંપત્તિના કારણે ઘણુા દાન આપવા લાગ્યા, પોતાની ઇચ્છા પ્રમાણે આવેલા ઈનામોથી સંતુષ્ટ થયેલી વારાંગનાઓના ટોળાં નૃત્ય કરવા લાગ્યાં. આ સમયે સજ્જનોને આનંદ આપનાર સજ્જન શ્રેષ્ઠીનો કુમાર વેગવાળા અશ્વ ઉપરથી ઉતરી વૈરાગ્ય રંગવડે હૃદયમાં પૂર્ણ થતો એક વિશાળ ધર્મશાળામાં આવ્યો. ૫૧–૫૨–૫૩–૫૪

गुरून्नमस्कृत्य भवांतकृत्यकृत् व्याजिज्ञपद्विज्ञगुरुं गरिष्ठगीः ।
प्रसद्य सद्यो मम निर्ममप्रभो प्रदेहि तत्संयमराज्यमूर्जितम् ॥५५॥

ભાવાર્થ—સંસારનો ત્યાગ કરવાનું કૃત્ય આચરતા અને મોટી ગાૈરવતા ભરેલી વાણીને કહેતા તે કુમારે ગુરૂને નમસ્કાર કરી, તે સુજ્ઞ ગુરૂને કહ્યું કે, હે મમતા રહિત પ્રભુ! પ્રસન્ન થઇને મને સંયમનું ઉગ્ર રાજ્ય આપો. ॥ ૫૫ ॥

त्वं बन्धुरो बंधुरसि क्षितौ क्षितोन्नत्यो भवस्य प्रभवस्य पाप्मनाम् ।
भव्यांगिनां त्वं जनको जनोत्तमस्त्वमेव मित्रं च पवित्रपौरुषम् ॥

ભાવાર્થ—હે સ્વામી! પૃથ્વીમાં પાપ કર્મના ઉત્પત્તિસ્થાન રૂપ આ સંસારની ઉન્નતિને નાશ કરનાર એવા તમેજ ઉત્તમ બંધુ છો.[1] સર્વ લોકોમાં ઉત્તમ એવા તમેજ ભવ્ય પ્રાણીઓના પિતા છો, અને

---

૧ અર્થાત્ સંસારની ઉન્નતિને નાશ કરનારા છો.

તમેજ પવિત્ર પરાક્રમ ધરનાર મિત્ર છો. ॥ ૫૬ ॥

कुरुध्व मा तत्करुणामहोदधे विलंबमिंदूज्ज्वलकीर्त्तिसद्दशाः ।
घनांतराया इह सन्ति यच्छिवो श्रीधर्मकृत्ये कृतशर्मशंकरे ॥५७॥

ભાવાર્થ—ચંદ્રના જેવી ઉજ્વલ સત્કીર્તિવાળા અને કરૂણાના સાગર રૂપ એવા હે ગુરૂ! હવે વિલંબ કરો નહી. સુખ આપવામા શંકર (સુખકર) એવા ધર્મના કાર્યમાં ઘણા અંતરાયો આવે છે.[1] ॥ ૫૭ ॥

इतीरिते तेन नतेन मौलिना श्रीमान् गुरुर्मंडितनंदिपद्धतौ ।
प्रादात्तपस्यां पितृनिर्मितामितोत्सवद्गरीयस्तरविस्तरोच्छ्रिताम् ॥

ભાવાર્થ—આ પ્રમાણે તેણે મસ્તકને નમાવી કહ્યું એટલે શ્રીમાન્ ગુરૂએ નંદિ પદ્ધતિની [2]સ્થાપના કરી પિતાએ કરેલા ઘણા મોટા ઉત્સવોના વિસ્તારથી ઉન્નત એવી તપસ્યા (દીક્ષા) આપી. ॥ ૫૮ ॥

अद्रीश्वराग्न्यंबुधिचक्रसंमिते १४३७ भूते प्रमोदप्रकरेण वत्सरे ।
समं भगिन्या गिरिदेवताद्युता सोमेन दीक्षा जगृहे महामहैः ५९॥

ભાવાર્થ—સંવત્ ૧૪૩૭ના હર્ષ યુક્ત એવા સંવત્સરમા ગિરિદેવના જેવી કાંતિવાળા સોમકુમારે મોટા ઉત્સવોથી પોતાની બ્હેનની સાથે દીક્ષા ગ્રહણ કરી. ॥ ૫૯ ॥

श्रीसोमसुन्दरमुनिस्त्विति नाम धाम
श्रेयःश्रियां वितरति स्म यतीश्वरोऽसौ ।
सोमाभिधानकुलप्रवरस्य तस्य
दीव्यद्गुणै प्रसूनरस्य नतामरस्य ॥ ६० ॥

---

[1] અર્થાત્ "શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ" એ કહેવત પ્રમાણે સારા કામમાં ઘણા વિઘ્ન આવે છે. સાધારણ કહેવત છે કે, "સારા કામને સો વિઘ્ન"

[2] નંદિપદ્ધતિની સ્થાપના એટલે નાણુ માંડવુ તે

ભાવાર્થ—સૂરીશ્વરે સોમ નામના પુરૂષોમા શ્રેષ્ઠ દીવ્ય ગુણોથી યુક્ત અને જેને દેવતાઓ નમેછે એવાતે મુનીનું કલ્યાણ-લક્ષ્મીઓનું ધામ રૂપ શ્રી સોમસુંદર મુનિ એવું નામ આપ્યું. ॥ ૬૦ ॥

संघो ततोऽमितमहोत्सवकर्म कृत्वा
नत्वा गुरूंश्च नवदीक्षितदक्षसाधुम् ।
हर्षप्रकर्षपुलकं कुलकंदचंद्रः
स्वांगे दधद्विजनिजं स जगाम धाम ॥ ६१ ॥

ભાવાર્થ—પછી કુળમા અંકુરરૂપ અને વિનીત એવો સર્વ સંઘ આ અપરિમિત મહોત્સવનું કાર્ય કરી ગુરૂને અને તુરત દીક્ષા લીધેલા સાધુને વંદના કરી અંગમા હર્ષોત્કર્ષના રોમાંચને ધારણ કરતો પોત પોતાને ઘેર ચાલ્યો ગયો. ॥ ૬૧ ॥

श्रीसज्जनोऽपि सुजनो वृजिनोज्झितात्मा
तं स्वात्मजं च यतिनं प्रणिपत्य मूर्ध्ना ।
आगात्प्रमोदविवशः स्वगृहं गृहिण्या
सार्कं स कंसमथनांगनयाश्रितांगः ॥ ६२ ॥

ભાવાર્થ—સજ્જન અને પાપ રહિત એવો સજ્જનમંત્રી પોતાના યતિરૂપ પુત્રને મસ્તકવડે પ્રણામ કરી લક્ષ્મીથી સુશોભિત અંગને ધારણ કરતો અને હર્ષને વશ થતો પોતાની પત્નીની સાથે ઘેર આવ્યો. ॥ ૬૨ ॥

तेनामा नवदीक्षितेन मुनिना श्रीजयानंदसूरि गुरवो गिर्भिजस्फूर्जत्तरंगैर्भिः ।
पाप्मव्यापमलं कलंकरहितास्ते संहरंतो रया-
दुग्धमोदितसर्वदोषविहिताहारा विहारं व्यधुः ॥६३॥

ભાવાર્થ—જયથી પ્રકાશતા, કલંક રહિત, સ્ફુરણાયમાન વાણીના તરંગોથી પૃથ્વી ઉપરના પાપ રૂપ મળનો વેગથી સંહાર કરતા અને

निर्दोष आहार करता ते श्री जयानंद गुरुए ते नवा दीक्षित मुनिने साथे लइ त्यांथी बीजे विहार कर्यो. ॥ ६३ ॥

इतिश्रीयुगप्रधानावतारश्रीबृहत्तपागच्छश्रृंगारहारभट्टारकपुरंदरपूज्यश्रीसोमसुंदरसूरिसौभाग्यवर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीगुरुदीक्षाग्रहणवर्णनो नाम चतुर्थ सर्ग ॥ ४ ॥

## ॥ पंचमः सर्गः ॥

स्वर्गं ययुर्यगुचलेंद्रियजिज्जयाद्या
नंदाह्वसूरिमुकुटाः प्रकटाभिधानाः ।
श्रीदेवसुंदरगुरुप्रभवोऽभवंश्च
श्रीगच्छनायकतया विदितास्तदानीम् ॥ १ ॥

भावार्थ—मृगना जेवी चपल इंद्रीओने जितनार अने प्रख्यात नामवाळा सर्व सूरिना मुगटरूप श्री जयानंद गुरु स्वर्गे गया ते पछी श्री देवसुंदर नामे सूरि गच्छना नायक तरीके विदित थया. [1] ॥ १ ॥

श्रीदेवसुंदरगुरुक्षितभंगरंग-
त्सौभाग्यवर्णनविधौ न विधौतपङ्का ।
विष्णुप्रजापतिबृहस्पतिनिर्जरेश-
स्फूर्जन्मतिः श्रयति सा पटिमानमुच्चैः ॥ २ ॥

भावार्थ—श्री देवसुंदर गुरुना अभंग अने प्रकाशित सौभाग्यनुं वर्णन करवामां विष्णु, प्रजापति, बृहस्पति अने इंद्रनी पण मलीन

१ अर्थात् श्री जयानंद सूरिए काळ कर्या पछी तेमने पाटे श्री देवसुंदरसूरि आव्या.

બુદ્ધિ ઉંચા પ્રકારના સામર્થ્યને પામતી નથી.[1] ॥ ૨ ॥

श्रीदेवसुंदरयुगप्रवरा इहास-
न्नासन्नसिद्धिकतया प्रथिता पृथिव्याम् ।
श्रीगौतमात् प्राते च नि.प्रतिमप्रतापा-
स्तापातिरेकरहिताः सहिता महोभि· ॥ ३ ॥

ભાવાર્થ—શ્રી દેવસુંદર સૂરિ આ પૃથ્વીમાં આસન સિદ્ધિપણાથી પ્રખ્યાત થયા હતા, અને શ્રી ગૌતમ ગણધરથી પણ નિરૂપમ પ્રતાપવાળા, અતિશય તાપથી રહિત અને તેજસ્વી ગણાતા હતા. ॥ ૩ ॥

ये भाग्यभंगिसुभगाः सुभगानयोग्य
स्फूर्जद्गुणाः श्रमणसंश्रितपादपद्मा ।
पद्माश्रगाः कृतसमस्तमहीविहारा
हारा इवोरसि वभुर्यतिधर्मलक्ष्म्याः ॥ ४ ॥

ભાવાર્થ—ભાગ્યની રભંગીથી સુંદર, સારી રીતે ગાન કરવાયોગ્ય, ગુણોથી સ્ફુરણાયમાન સાધુઓ જેમના ચરણકમળને આશ્રિત થતા હતા, લક્ષ્મીના આશ્રય રૂપ અને સર્વ પૃથ્વીમા વિહાર કરનારા તે દેવસુંદર ગુરૂ જાણે મુનિ ધર્મની લક્ષ્મોના હૃદયના હાર હોય તેવા શોભતા હતા. ॥ ૪ ॥

वज्रांकितोच्छ्रितकरा· स्मरजंभदंभ-
विध्वंसना विवुधसेवितपादपीठा
पौरंदरी किल कलां सकलां सुधर्मो-
ल्लासा महोभिरसमा समशिश्रियन् ये ॥ ५ ॥

ભાવાર્થ—વજ્રથી અંકિત ઉન્નત હાથવાળા સ્મર કામદેવના જંભ ( મોટો ) દંભને નાશ કરનારા, વિબુધો જેના ચરણ પીઠને સેવે

---

૧ તો મનુષ્ય બિબુદ્ધિ શી રીતે વર્ણન કરી શકે?
૨ ભંગી એટલે રચના.

છે એવા, સુધર્માસભાથી યુક્ત અને તેજથી અતુલ એવા તે સૂરિ ઇંદ્રની સર્વ કળાને પ્રાપ્ત થયા હતા[1] ॥ ૫ ॥

तेषां गुणौघसजुषां हृदये दयेद्धे
प्रज्ञाप्रकर्षविजितामरसूरितेजा. ।
श्रीसोमसुंदरमुनिप्रवरोऽध्युवास
स्वच्छेऽम्बरीव विमले सकलः शशांक ॥ ६ ॥

ભાવાર્થ—ગુણ સમૂહને સેવન કરનારા તે દેવસુંદર સૂરિના કૃપા પૂર્ણ હૃદયમા પૂર્ણચંદ્ર જેમ સ્વચ્છ ગગનમા વાસ કરે તેમ બુદ્ધિના ઉત્કર્ષથી બૃહસ્પતિના તેજને પરાભવ કરનાર શ્રી સોમસુંદરસૂરિએ વાસ કર્યો હતો[2] ॥ ૬ ॥

तैर्ज्ञाननीरभरपूरितसागरश्री,
श्रीज्ञानसागरगुणोज्वलसूरिणाग्र्ये ।
निःशेषदुर्गमविशेषजरार्थसार्थे
सद्ग्रंथपाणनकृते सुकृतेन लभ्ये ॥ ७ ॥
श्रीमत्तपागगनसोममणिभिर्विमुक्तो
मुक्तोज्वलप्रतिभया विभया च युक्त ।
श्रीसोमसुंदरसुनिर्मुनिराजिराज-
राजद्यशोभरविभासितविश्वविश्व ॥ ८ ॥

ભાવાર્થ—શ્રી તપાગચ્છમા સૂર્ય સમાન એવા શ્રી દેવસુંદર સૂ-

૧ એક ઇંદ્ર પક્ષે અને સૂરિ પક્ષે બે અર્થ થાય છે. ઇંદ્રના હાથમા વજ્ર છે અને સૂરિના હાથમા વજ્રની રેખા છે. ઇંદ્રે જંભ નામના દૈત્યને માર્યો હતો, સૂરિએ કામદેવનો દંભ તોડયો હતો ઇંદ્રનુ પાદપીઠ વિબુધ દેવતા સેવે છે અને સૂરિનુ પાદપીઠ વિદ્વાનો સેવે છે ઇંદ્ર સુધર્મા નામની સભાથી યુક્ત છે અને સૂરિ સુધર્મથી યુક્ત છે

૨ અર્થાત્ સોમસુંદરસૂરિ તેને નિરંતર દેવસુંદરસૂરિના હૃદયમાજ રમી રહ્યા હતા.

રિએ મુક્તાફળ જેવી ઉજ્વળ બુદ્ધિ અને કાંતિથી યુક્ત તથા મુનિરાજની શ્રેણીમાં શોભાયમાન એવા યશના ભારથી સમગ્ર વિશ્વને સુશોભિત કરતા એવા તે શ્રી સોમસુંદર મુનિને સર્વ મુશ્કેલી ભરેલા ઉત્તમ અર્થવાળા સારા ગ્રંથોનો અભ્યાસ કરવાને માટે સુકૃતથી પ્રાપ્ત થાય તેવા, ગુણોથી ઉજ્વળ અને જ્ઞાન રૂપ જળથી પૂર્ણ એવા સાગરની શોભાવાળા શ્રી જ્ઞાનસાગર નામના સૂરીની પાસે મોકલ્યા.[1] ૭–૮

तेनातिनिस्तुषधिया सुधिया दशादि-
वैकालिकप्रभृतिशास्त्रपरंपरा सा।
स्तोकैरपाठि दिवसैर्विधिपूर्वमंहो
रंहोविनाशनचतुर्दशपूर्वसारा ॥ ९ ॥

ભાવાર્થ—અતિ શુદ્ધ બુદ્ધિવાળા તે સોમસુંદર મુનિએ પાપના વેગને નાશ કરનારા ચૌદ પૂર્વમાં સાર રૂપ એવા દશ વૈકાલિક વગેરે શાસ્ત્રોની પરંપરા થોડા દિવસોમાં વિધિપૂર્વક ભણી લીધી. ॥ ૯ ॥

सम्यक्क्रियासहितपंचमहाव्रतानां
संस्थापनामनघसंघकृतोत्सवौघाम् ।
श्रीमान् तपागणधरः सुदिने दिनेश-
द्युत्तस्य शस्ययशसो रचयांचकार ॥ १० ॥

ભાવાર્થ—સૂર્યના જેવી કાંતિવાળા તે તપાગચ્છના સ્વામીએ શુભ દિવસને વિષે પ્રશંસવા યોગ્ય યશવાળા તે સોમસુંદર મુનિને, નિર્દોષ સંઘે જેના મોટા ઉત્સવો કરેલા છે એવી પંચમહા વ્રતોની ક્રિયા સહિત સ્થાપના કરી.[2] ॥ ૧૦ ॥

૧ સાગર જેમ જળથી પૂર્ણ હોય તેમ તે જ્ઞાનસાગર સૂરિ જ્ઞાન રૂપ જળથી પૂર્ણ હતા.

૨ અર્થાત્ પાંચ મહાવ્રત ધારણ કરાવ્યા.

शब्दादिसाधनविचक्षणलक्षणाढ्यः
साहित्यसत्यरससागरमग्नचित्त. ।
छंदःस्वमंद्रधिषणो निखिलागमार्थ-
सार्थत्वरावगमपेशलकौशलस्पृक् ॥ ११ ॥

तर्कैककर्कशतरप्रतिभाप्रकर्षोऽ
लंकारसारसकलोपनिषत्प्रवीण ।
इत्युज्वलासु सकलासु कलादिकासु
प्रागल्भ्यमेवं सविशेषमलं बभार ॥ १२ ॥ युग्मम्

ભાવાર્થ—શ્રી સોમસુંદર મુનિ શબ્દાદિકને સિદ્ધ કરનાર વ્યાકરણમાં પ્રવીણ થયા. સાહિત્ય શાસ્ત્રના અમૃત સાગરમાં તેમનું ચિત્ત મગ્ન થયું, છંદ:શાસ્ત્રમાં પ્રૌઢ બુદ્ધિવાળા થયા. સર્વ આગમના અર્થને ત્વરાથી જાણી લેવાની કુશળતા સંપાદન કરી. તર્કશાસ્ત્રમાં અતિ કઠોર બુદ્ધિનો ઉત્કર્ષ બતાવ્યો અને અલંકારનો સાર અને સર્વ ઉપનિષદ્‌ના વિષયમાં પ્રવીણ થયા. આ પ્રમાણે સર્વ ઉજ્વલ શાસ્ત્રકળાઓમાં તેમણે પોતાની વિશેષ પ્રૌઢતા પૂર્ણ રીતે સંપાદન કરી.[1] ॥ ૧૧-૧૨ ॥

मेधाविकैरवविधोर्विधिना विवाह-
प्रज्ञप्तियोगपरपारगतस्य तस्य ।
जज्ञे क्रमाद् गणिपदं विपदंतकारि
श्रीहारि लक्ष्मणकृतामितसन्महौघम् ॥ १३ ॥

ભાવાર્થ—વિવાહ પ્રજ્ઞપ્તિના યોગના પારને પામેલા એટલે પ્રજ્ઞપ્તિ યોગને વહેતા અને બુદ્ધિમાન્ વિદ્વાન રૂપી કુમુદમાં ચંદ્ર સમાન એવા સોમસુંદર મુનિને અનુક્રમે ગણિ પદ પ્રાપ્ત થયું, જેમાં વિપ-

૧ અર્થાત્ તેમણે વ્યાકરણ, સાહિત્ય, છંદ, તત્વજ્ઞાન, તર્ક, અલંકાર અને ઉપનિષદ્ વગેરે શાસ્ત્ર વિષય સંપાદન કર્યાં.

ત્તિનો નાશ કરનાર અને લક્ષ્મીથી મનોહર એવા સંઘે અપરિમિત મહોત્સવો કર્યા હતા. ॥ ૧૩ ॥

श्रीवाचकोत्तमपदं खशराब्धिचंद्र-
संवत्सरे ( १४५० ) विगतमत्सरचित्तवृत्तेः ।
अब्दे समस्य समभूत् नखसंमिताब्दे
शाब्देन सन्मधुरिमातिशयेन तस्य ॥ १४ ॥

ભાવાર્થ—શબ્દના અતિશય માધુર્યથી મેઘનાં જેવા અને જેમની મનોવૃત્તિમાં મત્સર–દ્વેષ નથી એવા તે સોમસુંદર મુનિને સંવત ૧૪૫૦ ના વર્ષમાં વીશ વર્ષની વયે આચાર્યપદ પ્રાપ્ત થયું. ॥ ૧૪ ॥

श्रीसोमसुंदरगुणाद्भुतवाचकेंद्रा
केंद्रास्पदाश्रितशुभग्रहशुद्धलग्ने ।
संस्थापिताः किल तदैव सदैव पुण्याः
प्राचीं दिशं प्रति विनेययुता विजह्रुः ॥ १५ ॥

ભાવાર્થ—હમેશાં પવિત્ર અને અદ્ભુત ગુણવાળા તે શ્રી સોમસુંદર સૂરિએ કેંદ્રસ્થાને આવેલા શુભ ગ્રહોથી શુદ્ધ એવા લગ્નમાં શિષ્યોની સાથે પૂર્વ દિશામાં વિહાર કર્યો. ॥ ૧૫ ॥

श्रीमेदपाटविकटावनिपुंड्रतुल्ये
विस्तीर्णदेवकुलसंकुलमध्यभागे ।
श्रीख्यातदेवकुलपाटकपत्तने ते
श्रीवाचकाः समगमन् मुनिवृंदयुक्ताः ॥ १६ ॥

ભાવાર્થ—મેવાડ ભૂમિમાં તિલક રૂપ, અને જેનો મધ્યભાગ મોટા વિસ્તારવાળા દેવાલયોથી સંકુલ છે એવા લક્ષ્મીથી વિખ્યાત રાજકુલ પાટક નામના નગરમાં સોમસુંદરસૂરિ મુનિના વૃંદ સાથે જઈ ચડયા. ॥ ૧૬ ॥

श्रीलक्षभूमिपतिमान्यवदान्यसाधु-
श्रीरामदेवसचिवोत्तमचुंडमुख्याः ।
श्रीमद्गुरोरभिमुखं सुमुखा महेभ्या
जग्मुर्विभूषणविभूषितदेहदेशा· ॥ १७ ॥

ભાવાર્થ—શ્રી લક્ષ ભૂપતિને માન્ય, ઉદાર અને ઉત્તમ એવા રામદેવ તથા ઉત્તમ મંત્રી ચુંડ વગેરે સુંદર મુખવાળા ધનાઢય ગ્રહસ્થો પોતાની કાયાને આભૂષણોથી સુશોભિત કરી ગુરૂની સન્મુખ આવ્યા. ॥ ૧૭ ॥

रंगत्तुरंगत्रहुहेषितभूरिभेरी-
निस्वाननिस्वनभृताखिलादिग्विभागम् ।
द्रंगं प्रवेशनमहोत्सववित्तरं ते
चक्रुर्गुरोःसुरगुरोः प्रतिभाप्रकर्षात् ॥ १८ ॥

ભાવાર્થ—તે વિદ્વાન્ ગુરૂની પ્રતિભા (મનોબળ શક્તિ) ના ઉત્કર્ષથી તે ગૃહસ્થોએ બધા નગરને પ્રવેશ મહોત્સવના વિસ્તારવાળું કર્યું, કે જેમાં ચાલતા અશ્વોના ખોંખારાથી ઘણાં ભેરી નાદોથી અને નિશાનના શબ્દોથી બધી દિશાઓના ભાગ ભરપૂર થઇ ગયા હતા.।૧૮।

माधुर्यवर्यरचनं वचनं निपीय-
रूपं च तस्य भुवनाप्रतिरूपताभृत् ।
आलोक्य शैशवभृतां च पदप्रतिष्ठां
सर्वेऽपि ते झटिति चित्रमया बभूवु ॥ १९ ॥

ભાવાર્થ—ગુરૂ સોમસુંદર સૂરિના ઉત્તમ માધુર્યવાળા વચનામૃતનું પાન કરી જગતમા નિરૂપમ એવું તેમનું રૂપ જોઇ, અને બાલ્ય વયમાં ધારણ કરેલી સૂરિપદની પ્રતિષ્ઠા જોઇ તે સર્વ ગૃહસ્થો તત્કાળ ચિત્રમય[1] થઇ ગયા. ॥ ૧૯ ॥

[1] આશ્ચર્ય પામી ગયા.

तत्रापि नीवृति वृतिव्रतातिव्रजेषु
ग्रामेषु चापि नगरेषु गुणाकरेषु
मिथ्यात्वदुर्मतिमतिप्रसरत्प्रतापः
संत्याजयन् सकलुषाणि वियोजयंश्च ॥ २० ॥

स्वीकारयंश्चरयतो गुणराजिरम्य-
सम्यक्त्वरत्नमचिरत्नमिलादुरापम् ।
कुत्रापि देशविरतिं विरतिं च सर्वां
कुत्रापि भव्यसविनां शिवसौख्यदात्रीम् ॥ २१ ॥

कुत्रापि निर्मलयशोभरशालि शीलं
दौस्थ्यार्तिदीनजनतोद्धृतिधर्म्यकर्म ।
देवार्चनादिविषयान् सदभिग्रहांश्चो
पाध्यायमौलिरकरोत् प्रवरं विहारम् ॥ २२ ॥

ભાવાર્થ—તે દેશમાં ગુણોની ખાણુ રૂપ વન, નેહડા, ગામ અને શહેરને વિષે વિહાર કરતા એવા તે ઉપાધ્યાયમાં મુગટ રૂપ સૂરી પોતાના મહાન્ પ્રતાપને પ્રસરાવતા મિથ્યાત્વ દુર્મતિનો ત્યાગ કરાવતા હતા, પાપનો વિયોગ કરાવતા હતા, અને સર્વ ગુણ શ્રેણીમાં રમણિક અને પૃથ્વીમાં દુર્લભ એવા નવીન સમકિત રત્નનો સ્વીકાર કરાવતા હતા. કોઈને દેશવિરતિ, ભાવિકજનને મોક્ષ સુખ આપનારી, કોઇને સર્વ વિરતિ, કોઇને નિર્મલ યશથી સુશોભિત એવું શીલ, કોઈને દારિદ્રથી દીન થયેલા લોકોને ઉદ્ધાર કરનારી ધર્મક્રિયા અને કોઇને દેવ પૂજા વગેરે સારા અભિગ્રહો ગ્રહણ કરાવતા હતા. ॥ ૨૦-૨૧-૨૨ ॥

कालं कियंतमपि तत्र पवित्रदेशे
स्थित्वाऽबुधान् भुवि जनान् प्रतिबोधयन्तः
श्रीवाचका ययुरमी अणहिल्लपूर्व-
श्रीपत्तनं घनचिरंतनपूःप्रधानम् ॥ २३ ॥

ભાવાર્થ—તે પવિત્ર દેશમાં કેટલોએક કાળ રહી પૃથ્વીમાં અજ્ઞ જનોને પ્રતિબોધ કરતા તે સૂરિવર્ય ઘણાં પ્રાચીન નગરોમાં પ્રધાન એવા અણુહિલ્લપુર પાટણમાં આવ્યા. ॥ ૨૩ ॥

तैस्तत्र चित्रकरसत्करदानिवृन्दै
र्हार्देन चंदुविशदेन ववंदिरे श्राक् ।
श्रीदेवसुंदरगुरुप्रभवो भवोत्थ-
संतापसंहरणवारिदवारितुल्याः ॥ २४ ॥

ભાવાર્થ—ત્યાં આશ્ચર્ય કરનારા દાતાઓના વૃંદોએ સંસારના સંતાપને હરવામાં મેઘ જેવા તે શ્રી દેવસુંદર ગુરૂને ચંદ્રના જેવા ઉજ્વળ આહારથી તત્કાળ બંદના કરી. ॥ ૨૪ ॥

अत्रांतरे च तरणिः प्रतपत्प्रतापा-
श्चिंतामणिः प्रणयिनां प्रचुरेष्टपूर्त्तेः ।
आगाद् गुरूत्तमनमस्कृतिकृत्यहेतोः
साधुर्वदान्यमुकुटो नरसिंहनामा ॥ २५ ॥

ભાવાર્થ—આ સમયમાં તપતા પ્રતાપથી સૂર્ય જેવો, સ્નેહીઓનાં ઘણાં મનોરથોને પૂરવાથી ચિંતામણિ રૂપ અને ઉદાર દાતાઓમાં મુગટ સમાન નરસિંહ નામનો એક સજ્જન ગૃહસ્થ આ ઉત્તમ ગુરૂને નમસ્કાર કરવા માટે આવ્યો. ॥ ૨૫ ॥

भालस्थलं विपुलमुज्वलमिद्धमूर्त्ति-
स्फूर्तिं प्रमोदजननीं च निरीक्ष्य दक्षः ।
श्रीवाचकस्य च वचो रुचिरं निपीय
चित्ते चमत्कृत इदं विममर्श विज्ञः ॥ २६ ॥

ભાવાર્થ—તે વિદ્વાન્ અને ચતુર ગ્રહસ્થ, શ્રીવાચક ગુરૂનું વિશાળ અને ઉજ્વળ લલાટ તથા હર્ષને ઉત્પન્ન કરનારી સ્ફુરણાયમાન મૂર્તિને જોઈ અને મધુર વચનામૃતનું પાન કરી ચિત્તમાં ચમત્કાર પામી

નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો. ॥ ૨૬ ॥

चेत्स्थापयामि वरसूरिपदेऽहमेन-
मेनश्चयैर्विरहितं सहितं च धाम्ना ।
आचंद्रसूर्यमिह मे नरिनर्त्ति कीर्त्ति-
र्जागर्त्ति तत्सुकृतिनः सुकृतं कृतं च ॥ २७ ॥

ભાવાર્થ—પાપના સમૂહથી રહીત અને કાંતિ સહિત એવા આ મુનિને જો હું ઉત્તમ સૂરિપદ ઉપર સ્થાપિત કરૂં તો આ લોકમાં મારી કીર્તિ યાવચ્ચંદ્ર સુધી નૃત્ય કરે અને તે સુકૃતિનું કરેલું સુકૃત સર્વદા જાગ્રત રહે. ॥ ૨૭ ॥

आलोच्य चेतसि चिरं रुचिरं स विज्ञः
सूरिं व्यजिज्ञपदथो पृथुभूरिकीर्तिं ।
सद्यः प्रसद्य मम निर्ममनाथ देहि
श्रीवाचकस्य वरसूरिपदं त्वमस्य ॥ २८ ॥

ભાવાર્થ—તે સુજ્ઞ સજ્જને ઘણી વાર સુધી મનમાં સારી રીતે વિચાર કરી પછી ઘણી કીર્તિવાળા તે દેવસુંદરસૂરિને વિજ્ઞપ્તિ કરી હે મુનિનાથ, મારી ઉપર પ્રસન્ન થઇ આ વાચકને તમે તત્કાળ ઉત્તમ સૂરિપદ આપો. ॥ ૨૮ ॥

न्यायार्जितैर्जितमहोर्जितदुष्कृतैः स्वैः
स्वैरुत्सवान् नवनवान् हि यथा करोमि ।
श्लाघ्यः स एव विभव- प्रभवः सुखानां
यस्य व्ययः सुकृतकर्मसु बोभवीति ॥ २९ ॥

ભાવાર્થ—હે સ્વામી, ન્યાયથી ઉપાર્જન કરેલા અને મોટા ઉગ્ર પાપને પરાભવ કરે તેવા મારા દ્રવ્યથી તે સૂરિપદના નવ નવા ઉત્સવો કરૂં. કારણ કે જે દ્રવ્યનો વૈભવ સુકૃત કર્મમાં અતિશય ખર્ચાય તે વૈભવ પ્રશંસવા યોગ્ય છે, અને તે સુખને ઉત્પન્ન કરવામાં કારણ રૂપ

થાય છે. ॥ ૨૯ ॥

नूनं धनं सनिधनं धनिनो न गेहे
कस्यापि तिष्ठति चिरं करिकर्णलोलम् ।
अर्हद्विहारवरसूरिपदप्रतिष्ठा-
निर्माणमुख्यसुकृतैस्तु भवेत् स्थिरं तत् ॥ ३० ॥

ભાવાર્થ—ખરી રીતે જોતાં દ્રવ્ય નાશવંત છે, હાથીના કર્ણની પેઠે ચપલ એવું તે ધન કોઇ પણ ગૃહસ્થને ઘેર ચિરકાલ રહેતું નથી. તેથી અર્હંત પ્રભુના પ્રાસાદ, ઉત્તમ સૂરિપદ અને જિનપ્રતિષ્ઠા વગેરે સુકૃત કાર્યોમાં વાપરવાથી તે દ્રવ્ય સ્થિર થાય છે. ॥ ૩૦ ॥

प्रोवाच सूरिमघवाथ नवाघहस्ति-
प्रोर्द्वस्थिरसिंहनरसिंहमहेभ्यराजं ।
त्वं भाग्यवांश्च गुणवांश्च यदद्य हृद्य-
पुण्येऽस्ति ते मतिरियं किल जागरूका ॥ ३१ ॥

ભાવાર્થ—નવીન પાપ રૂપી હસ્તીઓમાં ઉગ્ર સિંહ જેવા નરસિંહ શ્રેષ્ઠીને સૂરીંદ્રે કહ્યું કે શ્રેષ્ઠિન્ તમે ભાગ્યવાન્ અને ગુણવાન્ છો કેમજે આજે તમારી બુદ્ધિ આવું ઉત્તમ પુણ્ય કરવામાં જાગ્રત થઇ ૩૧

क्षोणौ क्षिपंति कृपणा स्वधनान्यधस्तात्
पापामधस्तनगतिं हि यियासवस्ते ।
उच्चैः पदार्थिन इहोत्तममर्त्यसंघा-
स्तूचैःपदे जिनपचैत्यमुखे सुखेन ॥ ३२ ॥

ભાવાર્થ—જે કૃપણ લોકો પોતાના દ્રવ્યને પૃથ્વી નીચે નાખે છે તેઓ અધોગતિમાં જવાને ઇચ્છે છે; અને જે ઉત્તમ મનુષ્યો શ્રી જૈન ચૈત્યના ઉંચા સ્થાનમાં દ્રવ્ય નાખે છે તેઓ સુખે ઉંચાપદના અર્થી છે. અર્થાત્ ઉંચા ( મોક્ષ ) પદમા જવાને ઇચ્છે છે.[1] ॥ ૩૨ ॥

૧ અર્થાત્ નીચે ભૂમીમા દ્રવ્ય સંચય કરનારા નીચ ગતિને પામે છે, અને ઉંચા સ્થાનમાં દ્રવ્ય ખર્ચનાર ઉચા સ્થાનને પામે છે.

अस्तु त्वदीयकथितं प्रथितं तवास्तु
स्फूर्जद्यशः क्षितितले ऽप्यखिलेऽपि साधो ।
अन्नप्रवृत्तकृषिकर्मणि कार्षुकाणां
प्रासंगिकी किल भवेत् प्रचुरा हि तृण्या ॥ ३३ ॥

ભાવાર્થ—હે સાધુ પુરૂષ, તારૂં વચન ભલે તેમ હો, અને આ બધા પૃથ્વીતળ ઉપર તારૂં યશ પ્રખ્યાત થાઓ. અન્ન મેળવવાને કૃષિ કર્મમાં પ્રવૃત્ત થયેલા ખેડુત લોકોને પુષ્કળ ઘાસનો લાભ તેના અવાર પ્રસંગમાં મળે છે. [1] ॥ ૩૩ ॥

इत्थं गुरूक्तवचसा मुदितो हृदंत-
र्दन्तद्युतिरिमतविभासितदिग्मुखाब्जः ।
स श्राक् जगाम सदनं सदनंतलक्ष्मी-
क्रीडैकधाम बहुधामविभूषितांगः ॥ ३४ ॥

ભાવાર્થ—આ પ્રમાણે ગુરૂના વચનથી હૃદયમાં હર્ષ પામતો અને દાંતની કાંતિથી દિશાઓના મુખકમળને પ્રકાશિત કરતો તે સાધુ પુરૂષ કે જેનું અંગ ઘણાં તેજથી સુશોભિત લાગતું હતું, તે અનંત લક્ષ્મીની ક્રીડાના સ્થાન રૂપ એવા પોતાને ઘેર આવ્યો. ॥ ૩૪ ॥

सांवत्सरोक्तशुभमुहूर्त्तदिनं द्रढीयः
कृत्वा स्वचेतसि गतांहसि कुंकुमांकान् ।
लेखांल्लिलेख स धराखिलसंघलोक-
स्याहूतये हुतहुताशनदीप्ततेजाः ॥ ३५ ॥

ભાવાર્થ—જોષી લોકોએ કહેલા શુભમૂહૂર્ત્તનો દિવસ પોતાના નિષ્પાપ હૃદયમાં દૃઢ કરી હોમેલા અગ્નિ જેવા તેજસ્વી તે સાધુએ સપ્રિ-

૧ અર્થાત્ ખેડુત લોકો મુખ્ય ફળ અન્નાદિક મેળવવા કૃષિકર્મ કરે છે પણ તેના પેટામા તેમને ઘાસનો લાભ મળે છે તેમ તેને પુણ્યનો લાભ મુખ્યપણે પ્રાપ્ત થશે અને પેટા ભાગમા કીર્ત્તિનો લાભ થશે.

ના સર્વ સંઘલોકોને બોલાવવાને કુંકુમવાળા લેખ લખ્યા.[1] ॥ ૩૫ ॥

सत्तालमानलयनृत्यदविन्यनेत्र-
सन्नर्त्तकीलिकरमंडितमंडपौघम् ।
कम्राम्रपर्णरचितामिततोरणश्री-
सश्रीकमंबुभृतकुंभगुमं समंतात् ॥ ३६ ॥
अभ्रंलिहाग्रसदनोपरिभागजाग्र-
त्सौवर्णदंडचलदुज्ज्वलसत्पताकम् ।
ऊर्ध्वीकृताध्वतातिसंस्थितपट्टकूल-
चीरांचलैरतिचलैः सविशेषशोभम् ॥ ३७ ॥
श्रीश्रीपथप्रथितचंदनकुंकुमांभः-
सान्द्रच्छटाशमितदुर्धररेणुपूरम् ।
श्रीपत्तनं प्रविलसत्सुषमासमूह-
मित्थं स तेन तदकारि दिवोऽपि जैत्रम् ॥ ३८ ॥

ભાવાર્થ—તે ધનાઢય ગૃહસ્થે સ્ફુરણાયમાન એવી શોભાઓના સમૂહથી તે નગરને સ્વર્ગનો પણ પરાભવ કરે તેવું બનાવ્યું, જેમાં મંડપોનો સમૂહ તાલ, માન, અને લય પૂર્વક નૃત્ય કરતી સુંદર નેત્રવાળી નર્ત્તકીઓના વૃંદથી શોભતો હતો. કોમલ આમ્રપલ્લવો વડે તોરણોની અપરિમિત શોભા રચવામાં આવી હતી. ચારે તરફ જલપૂર્ણ એવા કુંભ મુકયા હતા. આકાશ સુધી ઉંચી અગાશીઓ ઉપર સુવર્ણના દંડવાલી ઉજ્વલ પતાકાઓ ફરકતી હતી. સરીયામ માર્ગના સ્થાનોની ઉપર રેશમી વસ્ત્રોના ઉંચા અને ચલાયમાન એવા નેજાઓથી નગરની શોભા વિશેષ લાગતી હતી, અને રાજમાર્ગમાં ચંદન અને કેશરવાળા જળના છંટકાવથી રેતીના પૂર શમી ગયા હતા. ૩૬–૩૭–૩૮.

---

૧ અર્થાત્ કંકમપત્રિકા લખી.

आत्मीयसौधमपि चित्रकरप्रक्लृप्त-
सच्चित्रचित्रितजगत्त्रयलोकचित्तम् ।
स्व खंडगर्वहरमंडपचारुरूप-
पांचालिकाततिविमोहितविश्वविश्वम् ॥ ३९ ॥
प्रोत्फुल्लमल्लिवरचंपकसिंदुवार-
मंदारमुख्यकुसुमप्रकराभिरामम् ।
मुक्ताफलौघपरिपूर्णचतुष्कमार्गं
श्रीपूर्णकुंभमुखमंगलमालिगर्भम् ॥ ४० ॥
अंतस्थितार्हतनिकेतनदह्यमान-
कर्पूरकेसरसुगंधितसर्वलोकम् ।
सोऽत्यंतकांतविलसन्मृगलोचनानाम्
रूपश्रियातिरुचिरं रचयांचकार ॥ ४१ ॥

ભાવાર્થ—વળી પોતાનો મહેલ કે, જેમાં ચિત્રકારોએ રચેલા સુંદર ચિત્રોથી ત્રણ જગના લોકના ચિત્ત પણ વિસ્મય પામી જતા હતા, સ્વર્ગના ગર્વને પણ હરી લે તેવા મંડપમાં ગોઠવેલી સ્વરૂપવાન્ પુતળીઓની શ્રેણીઓ સર્વ જનને મોહ પમાડતી હતી. પ્રફુલ્લિત મલ્લિકા, ચંપક, સિંધુવાર, અને મંદાર વગેરેના પુષ્પોના સમૂહથી તે ઘણો મનોહર લાગતો હતો. મુક્તાફલના સમૂહથી તેના ચોક પૂર્યા હતા. અંદરનો ભાગ પૂર્ણ કુંભ વગેરેના માંગલ્યથી શોભતો હતો અંદર રહેલા આર્હંત મંદિરોમાં બળતા ધુપ, કર્પૂર અને કેશરથી સર્વ લોકો સુગંધમય થઇ જતા હતા, તેવા મહેલને તેણે વિલાસ કરતી મનોહર મૃગાક્ષીઓની રૂપ લક્ષ્મીથી ઘણો સુંદર બનાવ્યો. ૩૯,૪૦,૪૧

श्रीगच्छनाथगुरवोऽथ मुहूर्त्तदक्षे-
श्रीमन्नृसिंहसदने सहमेकशिष्याः ।
आगत्य मण्डपतले विलसद्गुणाः स्म
ते मण्डयन्ति जिनबिंबसनाथमंदीम् ॥ ४२ ॥

ભાવાર્થ—પછી મુહૂર્તને દિવસે શ્રી ગચ્છપતિ ગુરૂ પોતાના અનેક ઉત્તમ શિષ્યોને લઇ શ્રી નૃસિંહ શ્રેષ્ઠીને ઘેર પધાર્યા. ગુણોના વિલાસવાળા તે ગુરૂએ મંડપમાં આવી જિન બિંબ સહિત નંદીને અલંકૃત કર્યો. ॥ ૪૨ ॥

माणिक्यरत्नजटिते घटिते च हेम्ना
पट्टे निवेश्य वरवाचकपुंगवं तम् ।
इभ्यादय सुरभिकेसरचंदनादि-
मिश्रैर्जलै शिरसि सोत्सवमभ्यषिञ्चन् ॥ ४३ ॥

ભાવાર્થ—તે સૂરિવરને સુવર્ણથી ઘડેલા અને માણેકય રત્નથી જડેલા એવા પાટ ઉપર બેસારી સર્વ ધનાઢ્ય શ્રેષ્ઠીઓએ સુગંધી કેસર ચંદન વગેરેથી મિશ્ર એવા જલવડે તેમના મસ્તક ઉપર ઉત્સવ સાથે અભિષેક કર્યો. ॥ ૪૩ ॥

दुर्वर्णसन्मणिसुवर्णसुहीरचीर-
रम्याश्वघट्टवरभूषणदानमारम्
वर्षान्दवत्सपदि वर्षति याचकाली
पृथ्व्यां महोन्नतिधरे नगरान्धलोके ॥ ४४ ॥
निस्वाननिस्वनभरे प्रसरन्नफेरी-
भेरीतुरंगकमृदंगनिनादमिश्रे ।
व्योमांगणस्थितनभश्चरलोकशोक-
मुक्तद्युसत्श्रुतिपथं च विगाहमाने ॥ ४५ ॥
सर्वांगभूषणविभूषितरम्यरूप-
सीमंतिनीजनलसद्धवलध्वनौ च ।
पीयूषयूषमधुरे प्रददत्यशेष-
श्रोत्रंगिनां श्रवणयोः सुखमद्वितीयम् ॥ ४६ ॥
प्रोत्फुल्लपद्मदलचंचललोचनाभि-
श्चंद्राननाभिरभितो नगरांगनाभिः ।

गंभीरनाभिकठिनस्तनबंधनाभि-
र्नाट्येऽतिविस्मयकरे च वितन्यमाने ॥ ४७ ॥
माद्यन्मृदंगसुभगस्वरसंवलोद्य
द्रोणोद्यवेणुवरवंशलसन्निनादे ।
गीर्वाणतुंबरुविजित्वरगायनौघै-
र्गीते जनश्रवणवर्षिणि गीयमाने ॥ ४८ ॥
अश्रांतकांतमधुरस्वरभास्वरेण
विद्यानवद्यकलया करुणावृतेन ।
श्रीसूरिणा गुणजुषा किल कर्ण्यमाणे
चित्ते सदार्थततिसिद्धिरगादिसूत्रे ॥ ४९ ॥
श्रीदेवसुंदरगुरोरभिरामः
श्रीपाद्मकस्य कलिशातुजगानवत्स्य ।
कर्णे स्वर्णमुकुटस्य स सूरिमंत्रं
संचारयति स्म शुचि विस्मयकारिशक्तिम् ॥ ५० ॥

ભાવાર્થ—મહાન્ ઉન્નતિને ધારણ કરનાર નગરના ધનાઢ્ય પુરૂષો વર્ષાકાળના મેઘની પેઠે વાચકોની શ્રેણી રૂપ ભૂમિ ઉપર રૂપું મણિ, સુવર્ણ, હીરા, ચીર, વસ્ત્રો, રથ, અશ્વ, હાથી અને શ્રેષ્ઠ આભૂષણ-દાન રૂપી જલને વર્ષાવવા લાગ્યા. સરણાઈ, નોબત, ભુરંગ અને મૃદંગના નાદ સાથે મિશ્ર થયેલા નિશાનના ધ્વનિ આકાશમાર્ગે રહેલા શોક રહિત દેવતાઓના કર્ણમાર્ગમાં આવવા લાગ્યા. સર્વ અંગે ધરેલા આભૂષણોથી સુશોભિત રૂપવાળી રમણીઓના ધવલમંગલનો અમૃત તુલ્ય મધુર ધ્વનિ બીજા સર્વ શ્રોતાઓના શ્રવણમાં અદ્વિતીય સુખ આપવા લાગ્યો. પ્રફુલ્લિત એવા પદ્મદલના જેવા ચંચળ નેત્રવાળી, ચંદ્રના જેવા મુખવાળી અને ગંભીર નાભિ તથા કઠિન સ્તન બંધને ધરનારી નગરની અંગનાઓ અતિ વિસ્મયકારી નૃત્ય કરવા લાગી. દેવતાના તુંબરૂ ગંધર્વને પણ જિતનારા ગાયક લોકોના સમૂહ મૃદં-

ગના સુંદર સ્વરથી મિશ્ર એવા વીણા અને વેણુના મધુર નાદ સાથે કરેલું ગાયન લોકોના શ્રવણ માર્ગે પમાડવા લાગ્યા. મનોહર અને મધુર સ્વરથી પ્રકાશમાન અને વિદ્યાની નિર્દોષ કલાથી યુક્ત એવા ગુણી સૂરિવર મહાન્ અર્થ શ્રેણીથી ચમત્કારી એવા નંદીસૂત્રનો પાઠ ભણવા લાગ્યા. આ સમયે ગૌરવતાવાળા શ્રી દેવસુંદર ગુરૂએ કલિકાલ રૂપ શત્રુને ભયંકર અને વિદ્વાનોના મુગટ રૂપ શ્રી વાચકેશ્વરને પૃથ્વીમાં વિસ્મયકારી શક્તિવાળો સૂરિપદનો મંત્ર આપ્યો. ૪૪-૪૫-૪૬-૪૭ ૪૮-૪૯-૫૦

वर्षे कुलाचलशिलीमुखवारिराशि-
पीयूषदीधितिमितेऽप्रमिते प्रमोदैः ।
श्रीसोमसुंदरगुणोज्वलवाचकाना-
माचार्यवर्यपदमद्भुतकारि जज्ञे ॥ ५१ ॥

ભાવાર્થ—સંવત્ ૧૪૪૭ ના વર્ષમાં ગુણોથી ઉજ્વલ એવા શ્રી સોમસુંદર વાચકને હર્ષ સાથે આશ્ચર્યકારી એવું આચાર્યપદ પ્રાપ્ત થયું હતું. ॥ ૫૧ ॥

हृष्टेन साधुपतिना नरसिंहनाम्ना
पुण्येन निर्जितकलिक्षिपदिद्धधाम्ना ।
तस्मिन् क्षणे निखिलदानकलातिरेकात्
छेकांगिनां हृदतिविस्मृतं च चक्रे ॥ ५२ ॥

ભાવાર્થ—આ કાર્યથી હર્ષ પામેલા અને પુણ્યથી કલિકાલ રૂપ શત્રુના વધેલા તેજને પરાભવ કરતા એવા નરસિંહ શ્રેષ્ઠીએ તે સમયે કરેલા સર્વ જાતના અતિશય દાનથી ચતુર પ્રાણીઓના હૃદયને અતિ વિસ્મય યુક્ત કરી દીધું. ॥ ૫૨ ॥

श्रीमद्गुरोः सकलसाधुनतस्य तस्य
सर्वोत्तमप्रशमसंयमभूषितस्य ।

शुद्धांबरैः सुखकरैः प्रवरैश्च तैस्तैः
संख्यातिगैः स परिधापनिकां चकार ॥ ५३ ॥

ભાવાર્થ—સર્વ સાધુઓએ નમેલા અને સર્વોત્તમ એવા સમતા તથા સંયમથી સુશોભિત એવા તે આચાર્ય ગુરૂને તે શ્રેષ્ટીએ શુદ્ધ અને સુખકારી એવા તે ઉત્તમ અસંખ્ય વસ્ત્રોથી પરિધાન કરાવ્યું. ॥ ૫૩ ॥

अंगानुकूलबहुमूल्यकपट्टकूल-
क्षीरोदकादिवसनैर्वसनैरसंख्यैः ।
मुक्तोऽभिरंगसुभगैश्च परं सहस्रै
संख्यातिगैः स परिधापयति स्म संघम् ॥ ५४ ॥

ભાવાર્થ—પછી વ્યસનના પાપથી મુક્ત એવા શ્રેષ્ટીએ અંગને અનુકૂળ, ઘણા મૂલ્યવાળા અને સારા રંગથી સુંદર એવા પટકૂલ, કસબી અસંખ્ય વસ્ત્રોથી બધા સંઘને પોશાક પહેરાવ્યા. ॥ ૫૪ ॥

हारार्धहारमुकुटोज्वलकुंडलश्री-
केयूरवीरवलयैर्मणिमुद्रिकाभिः ।
गांगेयगर्भितकचाहिमुखैश्च वस्त्रै-
रिभ्येन तेन परिभूषितसर्वदेहाः ॥ ५५ ॥

अन्यैरुपहृतचपलाश्ववराधिरूढा
वर्ष्मप्ररूढमहसोऽवनिमार्गणौघाः ।
प्राप्ताः स्वकीयभवनेषु निजांगनाभि-
श्चिह्नव्रजैः किल चिरादुपलक्षितास्ते ॥ ५६ ॥

ભાવાર્થ—તે શ્રેષ્ટીએ આપેલા હાર, અર્ધહાર, મુગુટ, ઉજ્વળ કુંડલ, બાજુબંધ, વીરવલય ( કડાં ), મણિજડિત્ર મુદ્રિકા અને કશબી શાલ દુશાલા વગેરે વસ્ત્રોથી જેમના શરીર સુશોભિત લાગતા હતા, અને જેઓ બીજા શ્રેષ્ટીઓએ આપેલા ચપળ અશ્વ ઉપર આરૂઢ થયા

હતા, શરીર ઉપર તેજસ્વી લાગતા એવા તે યાચકોના સમૂહ એવા વેષથી પોતાને ઘેર આવ્યા કે જેથી તેઓને તેમની સ્ત્રીઓએ ધ્વજાના ચિન્હ ઉપરથી ઘણીવારે માંડ માંડ ઓળખ્યા હતા. ॥ ૫૫ ૫૬ ॥

श्रीसोमसुंदरगुणोत्तरसूरियुक्ताः
श्रीसाधुमौलिनरसिंहकृतोत्सवौघैः ।
श्रीगच्छनाथगुरवोऽतुलधर्मशालाम्
प्रापु प्रभातसमये समयेन पूर्णा ॥ ५७ ॥

ભાવાર્થ—તે પછી સિદ્ધાંતવડે પરિપૂર્ણ એવા શ્રી ગચ્છપતિ ગુરૂ ગુણવાન્ શ્રી સોમસુંદર સૂરિને સાથે લઈ પ્રભાતકાળે સાધુમણિ શ્રી નરસિંહ શ્રેષ્ઠીએ કરેલા ઉત્સવોના સમૂહ પૂર્વક પોતાની અનુપમ ધર્મ-શાળામાં પ્રાપ્ત થયા. ॥ ૫૭ ॥

चेतोहृत्सुखभक्षिकाभिरतुलैर्हृन्मोदकैर्मोदकैः
सोमालैर्वटकैर्गुडाज्यलपनश्रीभिर्हृत्खज्जकैः ।
सौरभ्योत्करकूरदालिघृतैर्घोलैस्तथा जेमया-
मास श्रीयुतसंघलोकमखिलं साधुर्नृसिंहस्तथा ॥ ५८ ॥

ભાવાર્થ—પછી સાધુ નૃસિંહ શ્રેષ્ઠીએ ચિત્તને હરણ કરે તેવી સુખડીથી, હૃદયને પ્રમોદ આપનારા મોદક ( લાડુ ) થી બરફી, વડા, ગોળ તથા ઘીથી ભરપુર એવી લાપશીથી, ઉંચી જાતના ખાજાથી, ખુશબોદાર કૂરા, દાળ, મીઠા ભાત અને ઘોલાથી બધા સુશોભિત સંઘને જમાડ્યો. ॥ ૫૮ ॥

साधुश्रीनरसिंहभक्तिमुदिता श्रीसंघलोकव्रजा-
ईदृक्षा अतुलोत्सवा न हि पुरा नो दृक्पथेष्वागताः ।
इत्थं तस्य समानदानजगुणश्रोद्भूतसद्भूतसत्-
कीर्तिख्यातिविधायिनो निजनिजस्थानेषु सर्वे ययुः ॥५९॥

ભાવાર્થ—સાધુ એવા શ્રી નરસિંહ શ્રેષ્ઠીની ભકિતથી હર્ષ પામેલા

સંઘના લોકો "આવા અનુપમ ઉત્સવો પૂર્વે આપણી નજરે થયા નથી" એમ કહી સન્માન પૂર્વક કરેલા દાનના ગુણથી ઉત્પન્ન થયેલી તેની સત્ય સત્કીર્તિના વિસ્તારને ફેલાવતા ફેલાવતા પોત પોતાને સ્થાને ચાલ્યા ગયા. ॥ ૫૮ ॥

वर्याचार्यपदोत्सवे वसु निजं न्यायार्जितं चोच्छ्रितम्
हर्षाद्यद् व्ययितं नृसिंहकृतिना सत्कीर्तिना दानिना ।
तत्संख्याकरणे कदापि कविना नाकीशितुः सूरिणा
प्रज्ञावैभवभूरिणापि भुवने नालंभ्यते कौशलम् ॥ ६० ॥

ભાવાર્થ—કૃતાર્થ થયેલા સન્માનવાળા અને દાની એવા નૃસિંહ મંત્રીએ તે શ્રેષ્ઠ આચાર્યપદના મહોત્સવમાં પોતાનું ન્યાયોપાર્જિત દ્રવ્ય હર્ષથી એટલું બધું ખર્ચ્યું કે, જેની સંખ્યા કરવાને જગતમાં કવિ અને બુદ્ધિના ઘણા વૈભવવાળો બૃહસ્પતિ પણ કુશળતા ધરાવતો નથી. ॥ ૫૯ ॥

ते च श्रीयुतसोमसुंदरगुरूत्तंसाः प्रशंसाभर-
स्पृक्सौभाग्ययुतास्त्रिलोकविदिता विद्वज्जनानां मताः
गच्छाधीश्वरसूरिराजवचसा ध्वस्तांहसा श्रीभर-
ख्याते स्फीतपुरोत्करे सुखकरे सारं विहारं व्यधुः ॥ ६१ ॥

ભાવાર્થ—પ્રશંસા કરવા યોગ્ય સૌભાગ્યથી યુક્ત, ત્રણ લોકમા પ્રખ્યાત, અને વિદ્વાનોને માન્ય એવા તે શ્રી સોમસુંદર આચાર્ય ગચ્છપતિ શ્રી સૂરિરાજના નિર્દોષ વચનથી લક્ષ્મીના સમૂહથી વિખ્યાત; અને સુખકારી એવા વિસ્તીર્ણ નગરોમાં વિહાર કરવા લાગ્યા. ॥ ૬૦ ॥

इति श्रीयुगप्रधानावतारबृहत्तपागच्छशृंगारहारपूज्याराध्यपरमगुरुभट्टारकपुरंदरश्रीसोमसुंदरसूरिसौभाग्यवर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीगुरुसूरिपदोत्सवव्यावर्णनो नाम पंचमः सर्गः ॥ ५ ॥

## ॥ षष्ठः सर्गः ॥

स्वर्गं गते सद्गुणसंगते श्रीवृद्धगुरौ जज्ञुरथो प्रथोद्याः ।
श्रीगच्छनाथा महसा सनाथा श्रीसोमयुक्सुंदरसूरिराजाः ॥१॥

ભાવાર્થ—સદ્‌ગુણી એવા શ્રી વૃદ્ધ ગુરૂ સ્વર્ગે ગયા પછી પ્રખ્યાતિવાળા અને તેજસ્વી એવા શ્રી સોમસુંદર સૂરિરાજ તે ગચ્છના સ્વામી થયા. ॥ ૧ ॥

यस्मिन् गुरौ भास्वति भास्वदिद्धे विश्वप्रसिद्धे परसूरिराजाम् ।
सद्विग्रहाणामिह वा ग्रहाणामहो महोऽवश्यमदश्यमासीत् ॥ २ ॥

ભાવાર્થ—વિશ્વ પ્રસિદ્ધ એવો તે સૂરિરૂપ સૂર્ય જ્યારે પ્રકાશમાં વૃદ્ધિ પામ્યો, ત્યારે તારાઓની પેઠે વિગ્રહ કરનારા બીજા સૂરીશ્વરોનું તેજ આશ્ચર્ય સાથે અદૃશ્ય થઇ [1]ગયું. ॥ ૨ ॥

श्रीगौतम पापतमःप्रहन्ता जम्बू स कम्बूज्वलकीर्तिराशिः ।
श्रीस्थूलभद्रः शुचिशीललीलः सूरिः सुहस्ती भवशाखिहस्ती ॥३॥
दुर्वादिगर्वाचलवज्रिवज्र श्रीवज्रसूरिः प्रतिभाप्रसूरिः ।
श्रीवप्पभट्टिः सुगुरुर्गरीयान् श्रीहेमचंद्रः स्वयशोऽस्तचंद्रः ॥४॥
एते स्वतेजस्ततिभास्विताईन्मता मताः सर्वजगज्जनानाम् ।
निरीक्षिता यत्र गुरौ क्षितावेदृशे गरिष्ठे महसा पटिष्ठे ॥ ५ ॥

ભાવાર્થ—પાપને નાશ કરનારા અને તેજથી મોટા તે ઉત્તમ ગુરૂ જો જોવામા આવ્યા હોય તો પાપ રૂપ અંધકારને નાશ કરનાર શ્રી ગૌતમસ્વામી, શંખના જેવી ઉજ્વલ કીર્તિવાળા જંબૂસ્વામી, પવિ-

---

૧ અર્થાત્ સૂર્યના પ્રકાશમા ગ્રહતારાઓ જેમ નિસ્તેજ થાય તેમજ બીજા વિદ્વાનો નિસ્તેજ થઇ ગયા.

ત્ર શીલની લીલાવાળા શ્રી સ્થુલભદ્ર સ્વામી, સંસાર રૂપ વૃક્ષને છે. દવામાં હસ્તી સમાન સુહસ્તી સૂરિ, દુષ્ટ વાદીઓના ગર્વ રૂપી પર્વતને તોડવામાં ઈંદ્રના વજ્રરૂપ તથા બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા શ્રી વજ્રસ્વામી અતિશય મહાન્ એવા શ્રી બપ્પભટ્ટિ ગુરૂ અને પોતાના યશથી ચંદ્રને પણ પરાસ્ત કરનાર એવા શ્રી હેમચંદ્ર સૂરિ, આ સર્વ મહાન્ પુરૂષો કે જેઓએ પોતાના તેજની શ્રેણીથી અર્હંત નામને પ્રકાશિત કર્યો છે અને જેઓ સર્વ જગતના લોકોને માન્ય થયેલા છે, તેઓ સર્વ જોવામાં આવ્યા એમ જાણવું. ॥ ૩–૪–૫ ॥

विश्वंभरायां विहरन् हरन् भूस्पृशामघं श्रीगुरुराड् गुणौघैः ।
वृद्धः समृद्धं नगरं गरीयः समाजगामागमसद्गमज्ञः ॥ ६ ॥

ભાવાર્થ—શાસ્ત્રના રહસ્યને જાણનારા ગુણોના સમૂહથી વૃદ્ધિ પામેલા શ્રી ગુરૂરાજ પૃથ્વીમાં વિહાર કરી લોકોના પાપને હરતા હરતા તે વૃદ્ધ પુરૂષોવાળા મોટા નગરમા આવી ચડ્યા. ॥ ૬ ॥

यस्मिन् पुरे भालसमं समेलाढ्यं समेलाह्वसरो ऽतिरम्यम् ।
नंदीसरोमानसमानसर्वं कथं स्वकीयैः सुषमाविलासैः ॥ ७ ॥
तरंगरंगज्जलमंजुलश्रीराजीवराजीवरवल्लिफुल्लम् ।
प्रक्रीडदुद्दाममरालमालमबालकूजत्कुररामिरामम् ॥ ८ ॥
सदानिमज्जत्प्रमदातिपीनस्तनांगरागारुणवारिहारि ।
सूर्येंदुबिंबप्रतिबिंबदृश्यमानासमानांबरचारुशोभम् ॥ ९ ॥
व्युत्पत्तिसंपत्तिदपक्षिवद्धसद्वेदिकाकाम्यतमं समंतात् ।
तीरास्थितावालरसालसालकूजत्पिकीपंचमरागचंगम् ॥ १० ॥
सुराधिपोद्यत्रिदिवद्विजिह्वसंसेव्यपातालविमोचकस्य ।
पीयूषकुंडस्य समं समंतात् तृड्वारिसद्वारिभृतं नितांतम् ॥११॥

ભાવાર્થ—જે નગરમાં પૃથ્વીના તિલક રૂપ સમેલા નામે એક ઘણું રમણીય સરોવર હતું, જે સરોવર પોતાની શોભાના વિલાસોથી

નંદીસર અને માનસરોવરના માનને હરી લેતું હતું. ઉછળતા તરંગોવાળા જલથી સુંદર એવા કમલોની શ્રેણીઓ અને ઉત્તમ વદત્રીઓથી જે પ્રફુલ્લિત હતું જેમાં હંસોની શ્રેણીઓ નિર્લજ્જ ક્રીડા કરતી હતી. શબ્દ કરતાં પ્રૌઢ એવા ટીંટોડાઓથી જે સુંદર લાગતું હતું, હમેશાં સ્નાન કરતી પ્રેમદાઓના સ્તન રાગથી જેનું જળ લાલ થતું તેથી તે મનોહર લાગતું હતું. સૂર્ય ચંદ્રના પ્રતિબિંબથી જેમાં આકાશની અનુપમ સુંદર શોભા દેખાતી હતી. સંપત્તિવાળી શિલાઓથી ચારે તરફ બાંધેલી વેદિકાઓથી જે ઘણું કમનીય લાગતું હતું. તીર ઉપર આવેલા ઉંચા આંબા તથા સાલ વૃક્ષો ઉપર મધુરાલાપ કરતી કોકિલાઓના પંચમરાગથી જે ઉત્તમ લાગતું હતું અને જે ઇંદ્રિ, ઉપયોગી દેવતાઓ અને નાગકુમારોએ સેવવા યોગ્ય પાતાળમાંથી મુક્ત કરેલા અમૃત કુંડની સમાજ લાગતું હતું અને જે તૃષાને શમાવનારા જલથી અત્યંત ભરપૂર હતું. ॥ ૭–૮–૯–૧૦–૧૧ ॥

भवांतकृद्भिः सुभग [1]सुधर्माधीशैस्तथा देवगणैरगण्यैः ।
जिगाय यद् गायनलक्षयुक्तं स्वर्गं किलैतद्विपरीतरूपम् ॥१२॥

ભાવાર્થ—સંસારના અંતને કરનારા સુધર્મી ગૃહસ્થોથી તથા અગ્રગણ્ય દેવતાઓના ગણોથી સુંદર અને લાખો ગાયકોથી યુક્ત એવું જે નગર તેથી વિપરીત રૂપવાળા સ્વર્ગને જિતી લેનાર હતું. ૧૨

श्रीजीवतस्वामिन आद्यतीर्थकरस्य वीरस्य विभोर्विहारौ ।
हारौ नु पृथ्वीसुभगांगनाया यस्यांतरे रेजतुरुज्वलाभौ ॥१३॥

ભાવાર્થ—જે નગરના મધ્ય ભાગે રહેલા આદિ તીર્થંકર શ્રી જીવતસ્વામી અને શ્રી વીર પ્રભુના બે વિહારો જાણે પૃથ્વીરૂપી સુંદર

૧ એક પક્ષે "સુધર્મ" એટલે સારા ધર્મવાળા અને સ્વર્ગ પક્ષે સુધર્મા એટલે ઇંદ્રની સભા તેના અધિપતિ એવા દેવતા એમ લેવું.

સ્રીના બે ઉજ્વલકાંતિવાળા હાર હોય તેવા શોભે છે. ॥ ૧૩ ॥

चंद्रोज्वलाश्चारुशिलाविशालाः प्रासादमाला अतुला विरेजुः ।
संख्यातिगा यस्य बहिःप्रदेशे यशश्चयाः कारयितुः किमेते ॥१४॥

ભાવાર્થ—જે નગરની બાહારના પ્રદેશમાં ચંદ્રના જેવી ઉજવલ, સુંદર શિલાઓથી વિશાળ એવી અનુપમ અસંખ્ય પ્રાસાદ શ્રણીઓ જાણે તે રચાવનારના યશના સમૂહ હોય તેવી શોભે છે. ॥ ૧૪ ॥

श्रेयांसि भूयांसि सरांसि पेयपयांसि संख्यारहितानि तानि ।
कुडान्यखंडान्यतुलानि यस्य बाह्योर्वरायां प्रवराणि रेजु ॥१५॥

ભાવાર્થ—જે નગરની બાહેર ભૂમિમાં અતિ શ્રેષ્ઠ અને પાવા યો-ગ્ય જળવાળા અસંખ્ય સરોવરો અને અનુપમ અખંડ કુંડો શોભતા હતા. ॥ ૧૫ ॥

रंभाभिरामा नगरस्य यस्यारामाश्च रामा सदृशा विरेजुः ।
उच्चै सनारंगधरा प्रवालश्रियाश्रिता· पत्रलसत्कुचाढयाः ॥१६॥

ભાવાર્થ—જે નગરની રામાઓ અને આરામો (ઉદ્યાનો) સમાન રીતે શોભતા હતા. રામાઓ રંભા (અપસરા) જેવી રમણીય હતી અને આરામો રંભા (કદલી) વૃક્ષોથી રમણીય હતા. રામાઓ હંમે-શા ઉંચી જાતના આનંદને ધરનારી હતી અને આરામો નારંગીના ઉંચા ફળને ધરનારા હતા. રામાઓ લાંબા વાળની શોભાને આશ્રિત થયેલી હતી અને આરામો પ્રબાલ કુંપલીયાની શોભાને આશ્રિત હ-તા. રામાઓ પત્રરચના (પીલ) થી શોભિત એવા સ્તનવાળી હતી અને આરામો પર્ણોથી સુશોભિત કુચ જાતના વૃક્ષોવાળા હતા. ॥૧૬॥

कम्राम्रराजादनमुख्यवृक्षलक्षैः परीता· परितो यदीयाः ।
उपांतकांताक्षितयस्तता स्ववर्नाभिरामा रमयंति चेतः ॥ १७ ॥

ભાવાર્થ—જે નગરની ચોતરફ આવેલી નજિકની સુંદર ભૂમિઓ ઉત્તમ આંબાઓ અને રાયણો વગેરે લાખો વૃક્ષોથી વ્યાપ્ત તથા

સ્વર્ગના નંદનવન જેવી રમણીય હોવાથી ચિત્તને આનંદ આપતી હતી. ॥ ૧૭ ॥

तस्मिन्पुरे स्वःपुरवत्प्रधाने श्रीणां निधाने निधनेतरश्री ।
श्रीदेवराजः समहेभ्यराजः कृती सतीद्धश्चरिकार्षीद्वासम् ॥१८॥

ભાવાર્થ—ઇંદ્રની નગરી અમરાવતીના જેવું શ્રેષ્ઠ અને સંપત્તિઓનું નિધાનરૂપ તે નગરમા નિરંતર લક્ષ્મીવાળા, અને બુદ્ધિથી વધેલા શ્રી દેવરાજ* નામે એક કુશળ શ્રેષ્ઠિરાજે નિવાસ કર્યો હતો. ૧૮

सद्दानवज्रं स्वकरे धरन् यः प्रोत्सर्पिदंभं कलिकालजंभं ।
छिंदन्नमंदं युधि देवराजनामार्थयुक्तं विदधे बुधेशः* ॥१९॥

ભાવાર્થ—ઉત્તમ દાન રૂપ વજ્રને પોતાના હસ્તમાં ધારણ કરતો અને દંભનો પ્રસાર કરનાર કલિકાળ રૂપ જંભ (તે નામના અસુર)-ને યુદ્ધમા અમંદપણે છેદન કરતો જે પ્રાજ્ઞેશ્વર શ્રેષ્ઠી પોતાના દેવરાજ એવા નામને સાર્થક કરતો હતો. ॥ ૧૯ ॥

भ्रातानुजस्तस्य च हेमराजो रराज राजेव स राजमान्यः ।
स्वगोविलासैर्नयते विकाशं यः कौमुदं पापतमःप्रहंता ॥ २० ॥

ભાવાર્થ—તે દેવરાજને હેમરાજ નામે એક રાજમાન્ય અનુજ બંધુ રાજા (ચંદ્ર) ની પેઠે વિરાજતો હતો પાપરૂપ અંધકારને હણનાર જે હેમરાજ પોતાના ગો (વાણી અને ચંદ્રપક્ષે કિરણ) ના વિલાસથી કૌમુદ (પૃથ્વીમાં હર્ષ ચંદ્ર પક્ષે પોયણીના સમૂહ) ને પ્રકાશ કરતો હતો ॥ ૨૦ ॥

बंधुस्तृतीयस्त्रिजगत्प्रकाशः श्रीराविसंकाशयशःप्रकाश ।
बभूव सिंहो घरसिंहनामा धामातिरेकेण गभीरनादः ॥ २१ ॥

* અહિં દેવરાજ એવા નામનો અર્થ ઇંદ્ર થાય છે તેથી ઇંદ્રપક્ષે પણ બીજો અર્થ લાગુ પડે છે. ઇંદ્રના હાથમા પણ વજ્ર છે, તેણે દંભી જંભ નામના રાક્ષસને માર્યો હતો.

ભાવાર્થ—તેને ઘટસિંહ નામે એક ત્રીજો ભાઇ હતો, જે અતિ તેજથી જગતમાં પ્રકાશિત હતો, જેના યશનો પ્રકાશ ક્ષીરસાગરના જેવો હતો અને જેનો કંઠધ્વનિ ઘણો ગંભીર હતો. ॥ ૨૧ ॥

आभ्यां च दोर्यामलसंनिभाभ्यां ज्यायान् स बन्धुः शुशुभे शुभंयुः ।
किं वारिवाहद्विरदो रदाभ्यां चन्द्रार्यमभ्यां च मरुत्पथो वा ॥२२॥

ભાવાર્થ—જેમ બે દાંતોથી ઐરાવત શોભે અને જેમ ચંદ્ર સૂર્યથી ગગનમાર્ગ શોભે તેમ બંને ભુજા જેવા તે ઉભય બંધુઓથી કલ્યાણવાન્ એવો તે જ્યેષ્ઠ બંધુ દેવરાજ શોભતો હતો. ॥ ૨૨ ॥

स देवराजोऽनुजयोः पुरस्तादन्येद्युरेवं शुचिवाचमूचे ।
बंधू इतः सद्मवनं न कस्याप्नोत्यपाय स्यात् स्थिरतामेतं ॥२३॥

ભાવાર્થ—એક વખત જ્યેષ્ઠ બંધુ દેવરાજ પોતાના બંને અનુજ બંધુઓની પાસે આ પ્રમાણે પવિત્ર વાણી બોલ્યો કે, હે બંધુઓ, નાશ પામનારૂં આ વન કોઇના ઘરમા સ્થિરતાને પામતું નથી. ૨૩

भुजौजसा निर्जितवैरिचक्राश्चक्रायुधस्फूर्जदखर्वगर्वाः ।
श्रीसार्वभौमा किल भूमिभागेऽभवन्निधानादिधनप्रधानाः ॥२४॥

ભાવાર્થ—આ ભૂમિ ઉપર ભુજના બળથી શત્રુઓના સમૂહને જિતનારા ચક્રવર્તીઓ અને ઘણા ગર્વથી સ્ફુરણાયમાન એવા સાર્વભૌમ રાજાઓ નવ નિધાન વગેરેના ધનથી પ્રધાન થઇ ગયા છે. ॥ ૨૪ ॥

भुजाग्रजाग्रत्प्रबलास्त्रपुंजा वृंदारकाभ्यर्च्यपदारविंदाः ।
श्रीवासुदेवा वसुऋद्धिसिद्धिप्रसिद्धिभाजो भुवनेष्वभूवन् ॥२५॥

ભાવાર્થ—જેઓની ભુજાના અગ્રભાગે અસ્ત્રોના સમૂહ જાગ્રત છે અને જેમના ચરણ કમળો દેવતાઓથી પૂજવા યોગ્ય છે એવા વાસુદેવો આ ભુવનોમાં દ્રવ્યની ઋદ્ધિ સિદ્ધિથી પ્રસિદ્ધ થયેલા છે. ॥ ૨૫ ॥

नवापि नंदा कनकाद्रिकायत्नेयपृथ्वीघकुबेरकल्पाः ।
स्वतेजसा निर्जितचंडधामधामव्रजा जज्ञुरभिक्षवर्याः ॥ २६ ॥

ભાવાર્થ—સુવર્ણગીરી (મેરૂ) જેટલા દ્રવ્યથી કુબેર જેવા અને પોતાના તેજથી સૂર્યોના સમૂહને જિતનારા એવા નળ નંદ પણ આ લોકમાં પ્રખ્યાત થઈ ગયા. ॥ ૨૬ ॥

श्रीविक्रमश्रीनलमुंजभोजश्रीहालमुख्याः क्षतवैरिपक्षाः ।
ख्याता क्षितौ ते क्षितिपा असंख्याः संख्यावतां गेयगुणा बभूवु.॥२७

ભાવાર્થ—શત્રુઓના પક્ષને નાશ કરનારા અને જેઓના ગુણો વિદ્વાનોને ગાવા યોગ્ય છે એવા શ્રી વિક્રમ, નલ, મુંજ, ભોજ અને શ્રીહાલ વગેરે રાજાઓ પૃથ્વીપ્રખ્યાત થઇ ગયા. ॥ ૨૭ ॥

एषामशेषामलकीर्त्तिभाजां गृहे न लक्ष्म्या जगृहे स्थिरत्वं ।
तन्नूनमन्यूनफलेन दानरूपेण तां ज्ञः कुरुते कृतार्थां ॥ २८ ॥

ભાવાર્થ—સર્વ રીતે નિર્મળ એવી કીર્તિને ભજનારા તે ઉપર કહેલા રાજાઓના ઘરમાં પણ લક્ષ્મીએ સ્થિરપણું કર્યું નથી. તેથી પ્રાજ્ઞ પુરૂષ તે લક્ષ્મીને દાન રૂપી પૂર્ણ ફળથી કૃતાર્થ કરે છે. ॥ ૨૮ ॥

चित्ते विमृश्यानुमतिं मम स्ववित्तव्ययार्थे यदि दत्तमद्य ।
तदा मुदा सूरिपदप्रतिष्ठां पुण्यप्रकृष्टां किल कारयामि ॥ २९ ॥

ભાવાર્થ—હે બંધુઓ, જો તમે બંને ચિત્તમાં વિચારી મને મારા દ્રવ્યનો વ્યય કરવાને સંમતિ આપો તો આજે હું હર્ષથી પુણ્યથી ઉત્કૃષ્ટ એવી સૂરિપદની પ્રતિષ્ઠા કરૂં. ॥ ૨૯ ॥

ताभ्यां प्रपन्ने जगतीनताभ्यामर्थे च तस्मिन् स महेभ्यमौलिः ।
तूर्णं मुदा पूर्णमनाः सकर्णः शालां समागत्य गुरुं ववंदे ॥३०॥

ભાવાર્થ—પૃથ્વીમાં નમાએલા તે બંને બંધુઓએ તે દ્રવ્યનો વ્યય કરવાની સંમતિ આપી એટલે મહાન્ શ્રેષ્ટીઓમાં મુગટ રૂપ એવા વિદ્વાન દેવરાજે તત્કાળ હર્ષથી પૂર્ણ ચિત્ત થઇ શાળામાં આવી ગુરૂને વંદના કરી. ॥ ૩૦ ॥

व्यजिज्ञपद्विज्ञशिरोमणिश्च गच्छाधिपं स्वच्छमतिप्रसारम् ।
श्रीसूरिदीव्यत्पदभूमिवित्तव्ययस्य निर्मापणतः प्रसीद ॥३१॥

ભાવાર્થ—પ્રાજ્ઞ પુરૂષોના શિરોમણિ એવા દેવરાજ શ્રેષ્ઠીએ ગચ્છપતિને વિજ્ઞપ્તિ કરી કે, હે ગુરૂવર્ય, તમે દિવ્ય એવા સુરિપદના સ્થાનમાં વત્તનો વ્યય કરાવાને પ્રસન્ન થાઓ. ॥ ૩૧ ॥

ततो गुरुः सौवविनेयवृंदे ददौ सदौन्नत्यगुरु. स्वदृष्टिम् ।
श्रीवाचकेंद्रे मुनिसुंदराह्वे विशेषतो योग्यतया तया च ॥ ३२ ॥

ભાવાર્થ—પછી હંમેશાં ઉન્નતિમાં ગુરૂ એવા તે ગુરૂએ પોતાના શિષ્યોના વૃંદ ઉપર પોતાની દષ્ટિ નાખી, તેમાં મુનિસુંદર નામના વાચકેંદ્ર ઉપર તો વિશેષ યોગ્યતાથી દષ્ટિ નાખી. ॥ ૩૨ ॥

जल्पत्यनल्पं सविकल्पजालं सदाप्यतुस्यूतमतिप्रसूतम् ।
श्राक् संस्कृतं प्रोन्मदवादिवृंदं ननाश यस्मिन् किल काकनाशम्

ભાવાર્થ—જે હમેશા બુદ્ધિથી વ્યાપ્ત એવા ઘણા વિકલ્પ-તર્કના જાળને જ્યારે બોળવા માંડે છે ત્યારે સંસ્કાર યુક્ત એવું ઉન્મત્તવાદિઓનું વૃંદ કાકપક્ષીની પેઠે નાશી જાય છે. ॥ ૩૩ ॥

स्वसाध्यसिध्द्यै सति यत्र हेतूपन्यासमातन्वति वादभूमौ ।
प्रावादुकोन्मादभरः शरीरे स्वेदेन सार्द्धं किल जागलीति ॥३४॥

ભાવાર્થ—જે વાચકપતિ વાદ ભૂમિમા પોતાના સાધ્ય અર્થની સિદ્ધિને માટે જ્યારે હેતુ ( કારણ ) નો ઉપન્યાસ વિસ્તારે છે ત્યારે ઉગ્રવાદીઓના ઉન્માદનો સમૂહ શરીરમાં પસીનાની પેઠે ગળી જાય છે. ॥ ૩૪ ॥

यन्निर्मिता श्रीगुरुभव्यकाव्यविद्यातिगंगा गुणसत्तरंगा ।
प्रक्षालयन्ती कलिकल्मषौघं दृशालकार्षीत्सुमनःसमूहान् ॥३५॥

ભાવાર્થ—જેની રચેલી શ્રી ગુરૂની ભવ્ય કવિતા રૂપી ગંગાનદી ગુણરૂપી તરંગોથી ઉછળતી અને કલિકાળના પાપ સમૂહને ધોઇ નાખતી વિદ્વાનોના સમૂહોને હર્ષિત કરતી હતી. ॥ ૩૫ ॥

येन प्रक्लृप्ता स्तुतयः स्तवाश्च गांभीर्यभृन्नव्यसदर्थसार्थाः ।
श्रीसिद्धसेनादिमहाकवीनां कृतीर्मतीद्धा अनुचक्रिरे ताः ॥ ३६ ॥

ભાવાર્થ—જેણે રચેલી ગાંભીર્યને ધારણ કરનારા અભિનવ ઉત્તમ અર્થવાળી સ્તુતિઓ અને સ્તવનો શ્રી સિદ્ધસેન વિગેરે મહા કવિઓની બુદ્ધિથી વધેલી કૃતિઓને અનુસરતી હતી. ॥ ૩૬ ॥

सद्युक्तिभृत्संस्कृतजल्पशक्तिः सहस्रनाम्नां कथनैकशक्तिः ।
तात्कालिकी नव्यकवित्वशक्तिर्न यं विनान्यत्र समीक्ष्यतेऽद्य ॥३७॥

ભાવાર્થ—યુક્તિવાળો સંસ્કૃત બોલવાની શક્તિ, એક સહસ્ર નામને એક સાથે કહેવાની શક્તિ અને તત્કાળ નવીન કવિત્વની શક્તિ જેના વિના બીજા કોઈના જોવામાં આવતી નથી ॥ ૩૭ ॥

विद्या न सास्ते निरवद्यताभृत्कलानसा चास्ति वरा धरायाम् ।
यस्यां न यस्यांगिगणार्चितस्य बुद्धिर्विशुद्धा प्रसरीसरीति ॥३८॥

ભાવાર્થ—પ્રાણીઓના સમૂહે પૂજેલા એવા જે વાચકેંદ્રની શુદ્ધ બુદ્ધિ જેમાં પ્રસરી શકતી નથી તેવી કોઇ નિર્દોષ વિદ્યા કે ઉત્તમ કળા આ પૃથ્વીમાં રહેલી નથી. અર્થાત્ સર્વ વિદ્યા અને કળામાં તેમની બુદ્ધિ પ્રસરતી હતી. ॥ ૩૮ ॥

मेधाविनः संति परः सहस्रा अदूष्यवैदुष्यधरा धरायाम् ।
परं न कस्य प्रसरत्तकर्षैप्रज्ञस्य विज्ञस्य तुलास्य तस्य ॥ ३९ ॥

ભાવાર્થ—આ પૃથ્વીમાં નિર્દોષ વિદ્વત્તાને ધારણ કરનારા હજારો બુદ્ધિવાન્ પુરૂષો છે પણ ઉત્કર્ષવાળી બુદ્ધિને ધારણ કરનારા વિદ્વાન્ વાચકેંદ્રની તુલનાને પ્રાપ્ત કરનારા કોઇ નથી. ॥ ૩૯ ॥

तं वाचकं सूरिपदार्हमर्हन्मतोन्नतिस्फातिकरं विमृश्य ।
वचोऽनुमेने सुमना महेच्छः श्रीदेवराजस्य गणाधिराजः ॥४०॥

ભાવાર્થ—તે વાચકને સૂરિપદને યોગ્ય અને આર્હતમતની ઉન્નતિ કરનારા જાણીને ઉત્તમ મનવાળા ગચ્છપતિએ તે શ્રેષ્ઠિરાજ દેવરાજના વચનને અંગીકાર કર્યું. ॥ ૪૦ ॥

अगादसौ धाम निकाममंतश्चित्तं जहृष्टः कृतिनां गरिष्ठः ।
श्राद्धः प्राहिणोत्कुंकुमपत्रिकाश्च कीर्त्या समं भूमितलेऽखिलेऽपि ॥४१

ભાવાર્થ—કૃતાર્થ પુરૂષોમાં ઉત્તમ એવો દેવરાજ શ્રેષ્ઠી હૃદયમાં અત્યંત હર્ષ પામતો પોતાને ઘેર ગયો અને તત્કાલ પોતાની કીર્તિની સાથે બધી પૃથ્વી ઉપર કુંકુમપત્રિકાઓ (કંકોત્રીઓ) મોકલાવી. ૪૧

समागमन् संघजनाश्च तेनाहूताः प्रभूताः परिपूतचित्ताः ।
तदा च लुप्तास्तसुपर्वगर्वैस्तैस्तत्पुरं स्वःपुरवद्विरेजे ॥ ४२ ॥

ભાવાર્થ—તે શ્રેષ્ઠીએ બોલાવેલા અને પવિત્ર ચિત્તવાળા ઘણા સંઘાળુઓ એકઠા થઈ ત્યાં આવ્યા. રૂપથી દેવતાઓના ગર્વને પણ તોડનારા એવા તે લોકોથી તે નગર સ્વર્ગના નગરની પેઠે શોભવા લાગ્યું. ॥ ૪૨ ॥

भेर्यादिवाद्यानि जगर्जुरुच्चैःस्वनानि मांगल्यरवातुलानि ।
समं च तैः श्राद्धसुकृतानि तानि पुराकृतानि प्रथितानि तस्य॥४३॥

ભાવાર્થ—માંગલ્ય શબ્દોથી અતુલ્ય એવા ભેરી વગેરે ઉગ્ર વાજિંત્રો વાગવા લાગ્યા, અને તેઓની સાથે પૂર્વે કરેલાં તેના સુકૃતો તત્કાલ પ્રખ્યાત થવા લાગ્યા. ॥ ૪૩ ॥

वातोर्मिवेल्लच्छुचिकेतनानि निकेतनानि व्यवहारिणस्तु ।
बभासिरे तस्य गुणान्वितस्य श्रद्धोज्ज्वलानीव लसन्मनांसि ॥४४॥

ભાવાર્થ—પવનની ઉર્મિઓથી જેમની ઉજ્વલ પતાકાઓ ફરકતી હતી તેવા તે શ્રેષ્ઠીના મંદિરો જાણે તે ગુણી શ્રેષ્ઠીના શ્રદ્ધાથી ઉજ્વલ મન હોય તેવા શોભતા હતા. ॥ ૪૪ ॥

तदा च सुत्रामपुरस्य शोभां शुभां बिभर्त्ति स्म पुरं तदुच्चैः
पदे पदे यत्प्रमदप्रदात्री निरीक्ष्यते ऽलर्कदुर्गराजिः ॥ ४५ ॥

ભાવાર્થ—તે સમયે તે નગર ઇંદ્રના નગરની ઉત્તમ શોભાને ઉ-

એ પ્રકારે ધારણ કરતું હતું. કારણ કે સ્થાને સ્થાને હર્ષને આપનારી મહાન્ દેવતાઓની શ્રેણી જોવામાં આવતી હતી. ॥ ૪૫ ॥

सर्वांगचार्वाभरणाभिरामा रामाः सकामाः प्रददुस्तदानीम् ।
न केवलं सद्धवलानि सर्वश्रोतृश्रुतीनामपि च प्रमोदम् ॥ ४६ ॥

ભાવાર્થ—સર્વ અંગે રહેલા સુંદર આભૂષણોથી રમણીય એવી સકામ રામાઓ તે વખતે તે કેવલ ધવલ મંગલથી આનંદ આપતી એટલુંજ નહીં પણ તેઓ સર્વ શ્રોતાઓની શ્રવણેંદ્રિયને પણ આનંદ આપતી હતી. ॥ ૪૬ ॥

महोत्सवेषु प्रथितेषु तेषु समंततः संततमद्भुतेषु ।
सोत्कर्षहर्षेण पुरात् पुराण शोकस्तदानीं निरकासि सद्य ॥४७॥

ભાવાર્થ—આવી રીતે તે અદ્‌ભુત મહોત્સવો જ્યારે ચારે તરફ હર્ષના ઉત્કર્ષથી પ્રસરી રહ્યા ત્યારે પુરાણ ( જીર્ણ ) એવા શોકને તત્કાળ નગરમાંથી કાઢી મુકવામાં આવ્યો હતો. ॥ ૪૭ ॥

मुहूर्तघस्रेऽथ रसात्लनाथयुगादिनाथस्य पृथूच्चचैत्ये ।
असांडि नंदिर्गुरुभिस्तदानीमुर्व्यां च गुर्व्यां स्वयश समृद्धि ॥ ४८ ॥

ભાવાર્થ—મુહૂર્તનો દિવસ આવ્યો એટલે શોભા યુક્ત એવા યુગાદિનાથના ઉંચા અને વિશાળ ચૈત્યમા ગુરૂએ મોટી પૃથ્વીમાં યશની સમૃદ્ધિ રૂપ એવા નંદી માંડ્યા. ॥ ૪૮ ॥

महामहौघे प्रसरत्यनल्पे मंगल्यजल्पे ऽखिलबंदिनां च ।
श्रीवाचकानां वरसूरिमंत्रं प्रादान्मुदा श्रीतपगच्छनाथ ॥ ४९ ॥

ભાવાર્થ—જ્યારે મોટા મોટા ઘણા ઉત્સવોના સમૂહો પ્રસરી રહ્યા અને સર્વ બંદીઓનો માંગલ્ય ધ્વનિ ચાલી રહ્યો તે વખતે શ્રી તપાગચ્છના સ્વામીએ શ્રી વાચકને હર્ષથી ઉત્તમ સૂરિપદ આપ્યું. ૪૯

संघाधिप श्रीयुतदेवराज सदावदातैरवदातकीर्त्ति ।
उत्कर्षतो दानजलं प्रवर्षन्‌ प्रावृड्घनाभो ददृशे तदानीम् ॥५०॥

ભાવાર્થ—હમેશાં ઉત્તમ કાર્યો કરવાથી જેની ઉજ્જવળ કીર્તિ છે એવો સંઘપતિ શ્રી દેવરાજ શ્રેષ્ઠી તે વખતે ઉત્કર્ષથી દાન રૂપ જળને વર્ષાવતો વર્ષાઋતુના મેઘના જેવો દેખાતો હતો. ॥ ૫૦ ॥

माणिक्यरत्नैः प्रवरैश्च श्रीदैर्विभूषणैर्व्यंतकृतदूषणैश्च ।
प्रचक्रिरे तेन नरेंद्रकल्पाः कल्पांह्रिपाभेन वनीपकौघाः ॥ ५१ ॥

ભાવાર્થ—કલ્પવૃક્ષ જેવા તે શ્રેષ્ઠીએ ઉત્તમ માણિક્ય રત્નોથી અને નિર્દોષ એવા આભૂષણોથી યાચકોના સમૂહને રાજા જેવા બનાવી દીધા. ॥ ૫૧ ॥

मुक्ताफलैर्निर्मलकांतिकांतान्निरत्नरत्नैर्विशदाक्षतैश्च ।
वर्धापयामासुरलीकरूपाः स्त्रियः श्रियः सद्गुरुतामिर्गुरूंस्तान् ॥५२॥

ભાવાર્થ—અત્યંત રૂપવતી સ્ત્રીઓએ કાંતિવાળા મુક્તાફળોથી, નિર્મળ કાંતિવાળી કાંતાઓને યોગ્ય એવા રત્નોથી અને ઉજ્વળ અક્ષતોથી તે ગુરૂને તે કાળે વધાવી લીધા. ॥ ૫૨ ॥

गर्जत्सूर्जितजयर्यैस्तूर्यनिकरे दिक्चक्रकुक्षिंभरि-
ध्माने सद्धवलध्वनौ च नितरां प्रोत्सर्पति स्त्रीमुखात् ।
हूहूतुंबरुजित्वरगायनगणैर्विस्तार्यमाणे च सद्-
गीते श्रीगुरवो विनेयसहिता श्रीधर्मशालां ययुः ॥५३॥

ભાવાર્થ—ઉગ્ર અને ઉત્તમ એવા વાજિંત્રોનો સમૂહ ગાજી રહ્યો હતો; સ્ત્રીઓના મુખમાંથી દિશાઓના સમૂહના અંતરને પૂરતો ધવલ મંગળનો ધ્વનિ નિરંતર પ્રસરતો હતો અને હુ હુ તથા તુંબરૂ ગંધર્વોને પણ જિતે તેવા ગાયકોના ગણો ઉત્તમ ગીતને વિસ્તારતા હતા તે વખતે શ્રી ગુરૂ પોતાના શિષ્યો સાથે ધર્મશાળામાં પધાર્યા. ॥૫૩॥

प्रांचत्पेशलखंडिकामृदुलसच्चर्मप्रतिष्ठानिका
श्रीखंडोज्वलपट्टमुख्यसिचयैः प्रंचत्प्रभासच्चयैः ।
स्वश्रीयुतसोमसुंदरमहासूरीश्वराणां व्यधात्
पूजां श्रीजितदेवराजमहिमा श्रीदेवराजस्तदा ॥ ५४ ॥

ભાવર્થ—જેમની કાંતિ સ્ફુરી રહી છે તેવા કોમળ અને ઉજ્વળ ચોલપટા વગેરે વસ્ત્રોથી, લક્ષ્મીથી ઇંદ્રના મહિમાનો આશ્રય કરનાર એવા શ્રી દેવરાજ શ્રેષ્ટીએ રમણીય શોભાથી યુક્ત એવા શ્રી સોમસુંદર સૂરિની પૂજા કરી. ॥ ૫૪ ॥

पक्वान्नैर्विविधैः स धीरमुकुटः सद्गंधकूरोत्करै-
र्दालिस्फातितरैः ससौरभघृतैर्घोलामृतैश्चामितैः ।
श्रीसंघं सकलं कलंकरहितश्रीर्जेमयामास तत्
पूजां चीरचयैर्व्यधाच्च गणनातीतैः प्रतीतैर्गुणैः ॥ ५५ ॥

ભાવાર્થ—ધીર પુરૂષોમાં મુગટ સમાન અને નિષ્કલંક લક્ષ્મીવાળા તે શ્રેષ્ટીએ વિવિધ પકવાનોથી દ્વિદલાના વિસ્તાર સાથે ઉત્તમ ગંધવાળા કૂરાના સમૂહથી અને સુગંધી ઘીએ ભરપુર એવા અપરિમિત ઘોળર અમૃતથી સમગ્ર શ્રી સંઘને જમાડયો; અને ગુણોથી પ્રખ્યાત એવા અપરિમિત ચીર વસ્ત્રોના સમૂહથી તેની પૂજા કરી. ॥ ૫૫ ॥

श्रीमान् सूरिपदे पदेऽथ यशसां कारापिते श्रीगुरो-
रादेशान्मुनिसुंदरव्रतिवरश्रीसूरिणा संयुतः ।
युक्तः पंचशतीमितैश्च शकटैस्तावद्भटैर्भूयसा
संघेनाप्यनघेन तूर्णमचलत् श्रीतीर्थयात्रां प्रति ॥ ५६ ॥

ભાવાર્થ—શ્રીમાન્ શ્રેષ્ટી યશના સ્થાનરૂપ સૂરિપદ કરાવ્યા પછી શ્રી ગુરૂની આજ્ઞાથી વ્રતધારીઓમાં ઉત્તમ એવા શ્રી મુનિસુંદર સૂરિની સાથે પાંચસો ગાડાઓ અને તેટલા સુભટો લઇ મોટો નિર્દોષ સંઘ કાઢી તત્કાલ તીર્થયાત્રા પ્રત્યે ચાલી નીકળ્યા. ॥ ૫૬ ॥

भेर्याद्यूर्जितढक्कावादितनदद्व्योमांगणं गर्जयन्
रंगत्तुंगतुरंगमक्रमखुराघातैः क्षितिं कंपयन् ।
चंचत्स्वर्णसुवर्णदंडकलशैर्ध्वजालैश्चलैः
शोभां बिभ्रदनभ्रशुभ्रयशसा शुक्लं सृजन् क्ष्मातलं ॥ ५८ ॥

श्रीशत्रुंजयपर्वतेऽपि गिरौ श्रीरैवते दैवतं
श्रीनाभेयजिनं निरस्तवृजिनं नेमीश्वरं भास्वरम् ।
नत्वा तत्र महोत्सवान्नवनवान् कृत्वा च दत्त्वा धनं
भूत्वा संघपतिः कृती निजगृहं चागात्ससंघोऽनघः ॥ ५८ ॥

ભાવાર્થ—ભેરી વગેરે ઉગ્ર અને મનોહર વાજીંત્રોના શબ્દોથી આકાશના આંગણાને ગજાવતા, ચપલ રીતે ચાલતા ઉંચા અશ્વોંના ચરણની ખરીઓના આઘાતથી પૃથ્વીને કંપાવતા, સુંદરવર્ણવાળા સુવર્ણના દંડ અને કલશવાળા ઉંચા જીનાલયોથી શોભાને ધારણ કરતા અને અતિ ઉજવળ યશથી પૃથ્વીને ઉજવલ કરતા તે દેવરાજ શેઠી શ્રી શત્રુંજયગિરિ ઉપર રહેલા, પાપને દૂર કરનાર અને પ્રકાશમાન શ્રી ઋષભદેવ પ્રભુને અને રૈવતાચલ ઉપર રહેલા તેવાજ શ્રી નેમિનાથ પ્રભુને નમી, ત્યાં નવ નવા અનેક ઉત્સવો કરી અપાર ધનનું દાન આપી અને ખરેખરા સંઘપતિ થઈ બધા સંઘને લઈ પોતાના ઘર પ્રત્યે આવ્યા. ॥ ૫૭–૫૮

श्रीमद्गच्छपतेर्गिरा बुधवरश्रेणिः शिष्योत्करैः संयुता
गर्वोद्यद्बहुवादिसिन्धुरघटा निर्नाशपञ्चानना ।
पूर्णेन्दुप्रतिमानना बहुजनाह्लादप्रदा सर्वदा
श्रीमन्तो मुनिसुन्दराह्वगुरवः श्रीमन्तो विहारं व्यधुः ॥ ५९ ॥

ભાવાર્થ—ગર્વે ભરેલા મોટા કુવાદીરૂપી ગજેન્દ્રોની ઘટાને ત્રાસ આપવામાં કેશરી જેવા, પૂર્ણચંદ્ર જેવા મુખવાળા અને ઘણા લોકોને ઉત્કૃષ્ટ આલ્હાદ આપનારા તે શ્રીમાન્ મુનિસુંદર ગુરૂએ અત્યંત રંગને કરતી શ્રી ગચ્છપતિની વાણીથી શિષ્યોના સમૂહ સાથે ત્યાંથી વિહાર કર્યો. ॥ ૫૯ ॥

इति श्रीयुगप्रधानायमानश्रीतपागच्छशृंगारभट्टारकपुरंदरपूज्य श्रीसोमसुंदरसूरिशिष्योत्सागरादिगुणगणवर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीमुनिसुन्दरसूरिपदस्थापनावर्णनो नाम षष्ठः सर्गः ॥ ६ ॥

## ॥ सप्तमः सर्गः ॥

पृथ्वीतलप्रथितनाम गुणाभिराम-
विश्रामधाम कमलाकमलायताक्ष्या ।
अस्तीलदुर्गनगरं नगरस्यशोभम्
स्वस्तिप्रशस्तवनपल्लवनाम्बुपाथः ॥ १ ॥

ભાવાર્થ—પૃથ્વીતળમાં જેનું નામ પ્રખ્યાત છે એવું ઈલદુર્ગ નામે એક નગર છે. જે લક્ષ્મીરૂપી સ્ત્રીનું ગુણોથી સુંદર એવું વિશ્રામનું ધામ છે, જેની શોભા પર્વતોથી ઘણી રમણીય છે અને જે કલ્યાણરૂપી શ્રેષ્ઠ વનને પલ્લવિત કરવામા મેઘના જળ જેવું છે. ॥ ૧ ॥

यस्मिन् युगादिजिनमंदिरतुंगशृंग-
दंडाग्रजागदनिलोर्मिचलत्पताका ।
महत्समस्ति कमला चपला बुधास्त-
त्सादीयतामिति लगाविशतीव नृणाम् ॥ २ ॥

ભાવાર્થ—જે નગરમાં યુગાદિ પ્રભુના જિનમંદિરોના ઊંચા શિખર ઉપર રહેલા ધ્વજદંડના અગ્રભાગે પવનની ઉર્મીઓથી ચલાયમાન થયેલી પતાકા 'હે વિદ્વાનો, લક્ષ્મી મારી પેઠે ચપળ છે માટે તેને દાન કરી આપી દો" આ પ્રમાણે લોકોને બોધ કરતી હોય તેવી લાગે છે. ॥ ૨ ॥

राकाशशांकगतपंकमरीचिवीचि
प्रक्षालिता सुललिता निचि सौध पंक्तिः
यस्मिन् स्राज दरराजतशैलशृंगा-
सूर्धेव धर्मकृपकीर्तिसिंतेरकल्पा ॥ ३ ॥

ભાવાર્થ—જે નગરમા રાત્રે પૂર્ણિમાના ચંદ્રની અંદર રહેલા ઉજ્વળ કીર્ણરૂપી તરંગોથી ધોવાએલી સુંદર મહેલોની પંકિત કૈલાશ

(વૈતાઢ્ય) પર્વત જેવી શુભ લાગે છે, તેથી જાણે અનેક રૂપવાળી મૂર્તિવાન્ ધર્મરાજાની કીર્તિ હોય તેવી શોભે છે. ॥ ૩ ॥

तस्याधिपः समभवद् भवदेवभक्तो
युक्तो गुणैरविधुरो विधुरोचिरिद्ध ।
दोर्वीर्यनिर्जितरणो रणमल्लभूप-
कंदर्परूपकलितः कलितापमुक्तः ॥ ४ ॥

ભાવાર્થ—તે ઈલદુર્ગ નગરનો રણમલ્લ નામે રાજા હતો, તે શિવનો ભકત, ગુણી, આનંદી, અને ચંદ્ર જેવી કાંતિવાળો હતો. વળી કળિકાળના તાપથી મુકત, કામ દેવના જેવા રૂપવાળો અને ભુજાના પરાક્રમથી રણભૂમિમાં જિતનારો હતો. ॥ ૪ ॥

यः कंदुकैरिव हतासुरराज मुंडै-
श्चंडैर्महः प्रसृमरः समरोर्वरायाम् ।
क्रीडां चकार वसुधाधिपतिर्विनोद-
प्रोद्यत्प्रमोदभरनिर्भरचित्तवृत्तिः ॥ ५ ॥

ભાવાર્થ—પ્રસરતા તેજવાળો જે રાજા પોતાની મનોવૃત્તિમાં વિનોદ અને હર્ષના ભારથી ભરપૂર થઈ કંટકની પેઠે હણી નાખેલા અસુર રાજાઓના પ્રચંડ માથાઓવડે રણભૂમિમાં ક્રીડા કરતો હતો. ૫

तस्यांगजो हयगजोन्नतिभृन्नरेंद्र-
वृंदार्चितक्रमयुगो युगदीर्घबाहुः ।
जज्ञे शशांककिरणो ज्वलकीर्त्तिपुजः
श्रीपुंजनामनृपतिनृपतिग्मभानु- ॥ ६ ॥

ભાવાર્થ—તે રણમલ્લ રાજાનો પુત્ર શ્રીપુજ નામે રાજા થયો. ઘોડા તથા હાથીઓની ઉન્નતિવાળા રાજાઓના વૃંદોએ જેના ચરણયુગલને પૂજ્યા હતા, જેના બાહુ ધોંસરા જેવા દીર્ઘ હતા, જેની કી-

ત્તિનો સમૂહ ચંદ્રના કીરણ જેવો ઉજ્વલ હતો અને જે રાજાઓમાં સૂર્ય સમાન હતો. ॥ ૬ ॥

यः पातसाहिवसुधेशचमूसमूह-
मुन्मूलयन्निजभुजप्रसृतौजसाजौ ।
वीराधिवीरबिरुदं विशदं हिमांशु-
बिंबे व्यलेखयदशेषनरेंद्रमौलिः ॥ ७ ॥

ભાવાર્થ—તે શ્રી મુંજરાજાએ રણભૂમિમા પોતાની ભુજાના વીર્યથી બાદશાહી રાજસેનાના સમૂહનો વિનાશ કર્યો હતો, અને સર્વ રાજાઓમા મુગટ રૂપ એવા તેણે ચંદ્રના મંડળમાં "વીરાધિવીર" ઉજ્વળ બિરૂદ આલેખ્યું હતું. ॥ ૭ ॥

तस्य प्रशस्यनृपतेर्बहुमानपात्रं
चित्रैः पवित्रचरितैर्भरितत्रिलोकः ।
श्री वच्छराजतनयो विनयोज्वलांगो
गोविंदनाम सुभगो वरिवर्त्ति साधुः ॥ ८ ॥

ભાવાર્થ—તે પ્રશંસનીય રાજાના બહુ માનનું પાત્ર શ્રી વચ્છરાજના પુત્ર ગોવિંદ નામે એક સાધુ હતા. જેણે પોતાના ચમત્કારી અને પવિત્ર એવા ચરિત્રોથી ત્રણ લોકને ભરપૂર કર્યા હતા અને જેનું અંગ વિનયથી ઉજ્વળ હતું. ॥ ૮ ॥

गोविंदसाधुरिह साधुषु मौलिलीलां
युक्तं विभर्त्ति भुवनार्त्तिविकर्त्तनौजाः ।
ज्ञातीन्निजांश्चतुरशीतिमितानशेषान्
शेषा हि तुल्यबलवारिधिरुद्दधार ॥ ९ ॥

ભાવાર્થ—જગતની પીડાને નાશ કરનારૂં જેનું પરાક્રમ છે એવા તે ગોવિંદ સાધુ સર્વ સાધુ પુરૂષોમાં મુગટની લીલા ધારણ કરે છે તે ઘટિત છે. કારણ કે, શેષનાગ જેવા બળના સાગર રૂપ એવા જે

ગોવિંદ સાધુએ પોતાની સર્વ ચોરાશી જાતની જ્ઞાતિઓનો ઉદ્ધાર કર્યો હતો. ॥ ૯ ॥

यः पर्वतोपरि गरिष्ठमति कुमार-
पालोर्वरेश्वरविहारमुदाराचित्त ।
जीर्णं सकर्णमघवानघवासनावान्
द्रव्यव्ययेन बहुलेन समुद्दधार ॥ १० ॥

ભાવાર્થ—મોટી બુદ્ધિવાળા, ઉદાર ચિત્તવાળા વિદ્વાનોમાં ઈંદ્રરૂપ અને નિર્દોષ વાસનાથી યુક્ત એવા તે ગોવિંદ સાધુએ ઘણું દ્રવ્ય ખર્ચી પર્વત ઉપર રહેલા કુમારપાળના વિહાર (પ્રાસાદ) નો ઉદ્ધાર કર્યો હતો. ॥ ૧૦ ॥

यस्तारणाक्षितिधरे कृतचित्तशैत्ये-
चैत्ये कुमारनृपतेर्द्युपतेर्महोभिः ।
चिक्षेप दक्षविनतो नवभारपट्टान्
स्तंभांश्च दंभरहितो महितो नरेंद्रैः ॥ ११ ॥

ભાવાર્થ—દક્ષ પુરૂષોએ નમેલા, દંભરહિત અને રાજાઓએ પૂજેલા તે ગોવિંદ સાધુએ તેજથી સૂર્ય જેવા શ્રી કુમારપાળ રાજાના ચિત્તને શીતળ કરે તેવા તારંગાજીના પર્વતના ચૈત્ય ઉપર નવ ભારપટ્ટ (ભારવાડ) અને સ્તંભો ચડાવ્યા હતા. ॥ ૧૧ ॥

उर्व्येकभारधरणाद्धरणाच्च लक्ष्म्याः
पापासुरौघहरणात्करणात्सुखानाम् ।
यः श्रीसुदर्शनधृतेस्तमसो हृतेश्च
स्व नाम धाम महसां त्रिदशेऽर्थयुक्तम्* ॥ १२ ॥

* ગોવિંદ એટલે કૃષ્ણના નામનો અર્થ લઇએ તો ગોવિંદ-કૃષ્ણે જેમ પૃથ્વિનો ભાર ધર્યો હતો, લક્ષ્મીની સાથે સ્નેહ કર્યો હતો અને પાપી અસુરોને માર્યા હતા, સુખ કર્યું હતુ, સુદર્શન ધારણ કરતા અને અજ્ઞાન અંધકારને હરતા હતા. તેમ અહીં પણ લેવુ.

ભાવાર્થ—તે ગોવિંદ સાધુએ પૃથ્વીનો ભાર ધારણ કરવાથી, લક્ષ્મીના સ્નેહ સંબંધથી, પાપ રૂપ અસુરોના સમૂહના હરણથી, સુખ કરવાથી, શ્રી સુદર્શન (ઉત્તમ જૈન દર્શન) ને ધારણ કરવાથી અને અજ્ઞાન રૂપ અંધકારને હરવાથી પોતાનું તેજસ્વી નામ (ગોવિંદ) સાર્થક કર્યું હતું. ॥ ૧૨ ॥

इन्दुं कलंककलुषं जडपूर्णमब्धिं
चोत्सृज्य कण्टकयुतं निजसद्म पद्मम् ।
पद्मा यदीयसदने सदनेकसौख्य-
हृष्टा गरिष्ठधिषणा विललास शश्वत् ॥ १३ ॥

ભાવાર્થ—મોટી બુદ્ધિવાળી જે લક્ષ્મી તે ચંદ્રને કલંકિત, સાગરને જડ (જલ) થી પૂર્ણ અને પોતાનું સ્થાન જે કમળ તેને કાંટાવાળું જાણી તેઓને છોડીને ગોવિંદ સાધુના ઘરમાં રહી અનેક પ્રકારના ઉત્તમ સુખોથી હર્ષ પામી હમેશ વિલાસ કરતી હતી. ॥ ૧૩ ॥

तस्याजनिष्ट कलिनिर्दलनैकवीरः
श्रीवीरनाम सुभगः सुतनुस्तनूजः ।
यस्य प्रतापतपने तपति क्षमायाम्
खद्योतपोतललितं श्रयतेऽन्यतेजः ॥ १४ ॥

ભાવાર્થ—તે ગોવિંદ સાધુને શ્રીવીર નામે કળિકાળનો નાશ કરવામાં એક વીર, અને શરીરે સુંદર એવો પુત્ર થયો. જેનો પ્રતાપ રૂપી સૂર્ય પૃથ્વી ઉપર તપતો છતાં બીજું તેજ ખદ્યોતના બચ્ચાની ચેષ્ટા કરે છે. અર્થાત્ તેના તેજના પ્રતાપ આગળ બીજું તેજ ખજવા જેવું લાગે છે. ॥ ૧૪ ॥

प्राहान्यदा स्वतनुजं दनुजारिसत्त्वं
गोविंद इन्दुवदन सदन गुणानाम् ।
वत्सावगच्छ कमलां कमलायताक्षो-
भ्रूयुग्मविभ्रमघनाभ्रनिभां च दभ्राम् ॥ १५ ॥

ભાવાર્થ—એક વખતે મહાત્મા ગોવિંદે દેવ જેવા પરાક્રમી અને ગુણોના સ્થાન રૂપ એવા પોતાના ચંદ્રમુખ પુત્રને કહ્યું કે, હે વત્સ! આ લક્ષ્મીને સ્ત્રીઓની ભ્રકુટીના વિલાસ જેવી અને મેઘના વાદળા જેવી ક્ષણિક જાણી લેજે. ॥ ૧૫ ॥

भूमीभृतां चितिभृता विशदाः प्रसादाः
प्रासादकेतुतरला. सरलाशयामी ।
कंपांककंपितपलाशचला च राज-
व्यापारसंपदपि सापदहो विशेषात् ॥ १६ ॥

ભાવાર્થ—હે સરલ આશયવાળા પુત્ર! આ રાજાની વૃદ્ધિ પામતી અને ઉજ્વલ એવી મહેરબાનીઓ મહેલ ઉપર રહેલી ધ્વજાપતાકા જેવી ચપલ છે, અને અહો, કંપાક વૃક્ષના ચલાયમાન થતા પત્રના જેવી ચપલ આ રાજ્ય અને વ્યાપારની સંપત્તિ વિશેષે કરીને આપત્તિ સહિત છે. ॥ ૧૬ ॥

पंकेरुहं किल जडाशयतः सुगंधं
तक्रादिवातिसरसो नवनीतपिंड. ।
यद्वद्य सन्मृगमदो मृगनाभिदेशात्
गृह्येत कोविदगणैर्गुणवत्तयेह ॥ १७ ॥
तद्वन्नराः स्वाधिपणा धिपणानुकाराः
कारागृहस्य सदृशात् क्षितिपाधिकारात् ।
लक्ष्म्याः फलं सुकृतसंततिपात्र पात्र-
वित्तव्ययाभिधमिहाददते महांतः ॥ १८ ॥

ભાવાર્થ—જેમ વિદ્વાન લોકો ગુણીપણાથી જડાશય (જલાશય) માંથી સુગંધી કમલને ગ્રહણ કરે છે, છાશમાંથી અતિ સરસ એવા માખણના પિંડને કાઢી લે છે અને મૃગની નાભિમાંથી કસ્તૂરી લે છે તેમ બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા મહાન પુરૂષો કારાગૃહ જેવા રાજ્યાધિકાર-

માંથી સત્કૃત્યોની શ્રેણીનું પાત્ર રૂપ એવા પાત્રમાં વિત્તનો વ્યય કરવા રૂપ લક્ષ્મીના ફલને ગ્રહણ કરી લે છે. ॥ ૧૭-૧૮ ॥

तत्सप्तसप्तिसम सप्तसु चैत्यमुख्य-
क्षेत्रेषु वप्तुमुचितं नयसंचितं स्वम् ।
भावादमीषु भविकै र्धनवीजमुप्तं
सद्वोभवीति यदनंतगुणं गुणाढय ॥ १९ ॥

ભાવાર્થ—હે સૂર્ય સમાન પુત્ર ! તેથી તે નીતિથી સંચય કરેલું દ્રવ્ય ચૈત્ય વગેરે સાત ક્ષેત્રોમાં વાપરવાને યોગ્ય છે. હે ગુણાઢય ! ભવિ પ્રાણીઓએ ભાવથી તે સાત ક્ષેત્રમાં વાવેલું ધન રૂપી બીજ પછી અનંતગણું થાય છે. ॥ ૧૯ ॥

न्यायार्जितं गुणगणोर्जितमद्यहृद्य-
वित्तं स्वचित्तशुभभाववशाद् व्ययिष्ये ।
स्वर्गापवर्गसुखसततिदायकस्य
संगृह्यते नृभवकल्पतरोः फलं यत् ॥ २० ॥

ભાવાર્થ—તે માટે ન્યાયથી મેળવેલું અને ગુણોના સમૂહથી ઉગ્ર એવું તે દ્રવ્ય આજે હું મારા હૃદયના શુભ ભાવને વશ થઈ વાપરીશ જેથી સ્વર્ગ અને મોક્ષના સુખની પરંપરાને આપનારા મનુષ્યભવ રૂપી કલ્પવૃક્ષનું ફળ ગ્રહણ થાય. ॥ ૨૦ ॥

ओमित्युदीरितवति स्वसुते सुतेज-
पुंजेन भास्वति विभास्वति सद्गुणौघैः ।
आगत्य गत्यवजितेभविभु शुभ श्री-
गोविंदसाधुरतुलां निजधर्मशालाम् ॥ २१ ॥
विज्ञो व्यजिज्ञपदिलादिविपत्तरून् स
श्रीसोमसुंदरगुरुनिति विश्वपूज्यान् ।
श्रीसूरिराज वरसूरिपदप्रतिष्ठा-
कारापणेन कुरु मां विशदप्रसादम् ॥ २२ ॥

ભાવાર્થ—તેજના પુંજથી સૂર્ય સમાન અને સદ્‌ગુણોના સમૂહથી પ્રકાશમાન એવા પોતાના પુત્ર શ્રીવીરે તે વાત સ્વીકારી એટલે શુભ લક્ષ્મીવાળા શ્રી ગોવિંદ સાધુ ગતિથી ગજેંદ્રને જિતતા તે અનુપમ ધર્મશાળામાં આવ્યા. ત્યાં આવી તેમણે વિદ્વાન એવા પૃથ્વીના કલ્પવૃક્ષ સમાન અને વિશ્વને પૂજવા યોગ્ય એવા શ્રી સોમસુંદર ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે, હે શ્રી સૂરિરાજ, તમે ઉત્તમ એવા સૂરિપદની પ્રતિષ્ઠા કરાવી મને નિર્મલ પ્રસાદવાળો કરો. અર્થાત્ મારી ઉપર કૃપા કરી મને સૂરિપદના મહોત્સવ કરવાની આજ્ઞા આપો. ॥ ૨૧–૨૨ ॥

श्रीमांस्ततस्ततगुणो गणराट् प्रपेदे
सद्योऽतिहृद्यरचनं वचनं तदीयम् ।
यस्मादनुग्रहकृतः सुकृतैर्लसंत
सन्त स्युरद्भुतकृपारसपूर्णचित्ताः ॥ २३ ॥

ભાવાર્થ—ગુણોના વિસ્તારવાળા તે શ્રીમાન્ ગણનાથ ગુરૂએ અતિ મનોહર રચનાવાળું તે ગોવિંદ સાધુનું વચન તત્કાલ અંગીકાર કર્યું. કારણ કે, સુકૃત્યોથી શોભતા અને જેઓના હૃદય અદ્‌ભુત કૃપા રસથી પરિપૂર્ણ છે એવા સત્પુરૂષો અનુગ્રહને કરનારાજ હોય છે. ૨૩

मौहूर्त्तिकैः प्रमुदितैर्गदिते मुहूर्त्ते
हल्लेखवान् घनमुदा स लिलेख लेखान् ।
आकारणाय भुवि संघजनस्य नश्य-
त्तापः प्रतापतरणिश्चिन्तामणिः श्रितानाम् ॥ २४ ॥

ભાવાર્થ—હર્ષિત થયેલા મૂહુર્ત્ત વેત્તાઓએ મૂહુર્ત્ત આપ્યું એટલે ઘણા હર્ષથી આનંદ પામી તાપનો નાશ કરી આશ્રિતોને ચિંતામણિ રૂપ અને પ્રતાપના સૂર્ય સમાન એવા તે ગોવિંદ સાધુએ પૃથ્વીના સંઘ જનને બોલાવવાને લેખ ( કુંકુમપત્રિકા ) મોકલાવ્યા. ૨૪

काश्मीरकुंकुमरसांकविशेषलेखा-
कृष्टाः प्रहृष्टमनसो ऽनघसंघलोकाः ।
गोविंद साधु रचितामितरंगचंगं
द्रंगं समाययुरियद्दरमादरास्ते ॥ २५ ॥

ભાવાર્થ—કેશર અને કુંકુમ રસના ચિન્હ ( છાંટણા ) થી અંકિત કરેલા લેખથી આકર્ષાયેલા નિર્દોષ સંઘના લોકો મનમાં હર્ષ પામી ગોવિંદ સાધુએ જેમાં અપરિમિત રંગ રચના રચેલી છે તેવા નગરમાં નિર્ભય થઈ આદરથી એકઠા થયા. ॥ ૨૫ ॥

प्रोत्तुंगरंगदतिविस्तृतमंडपेना-
मांति स्म विस्मयविधायिगुणा नरौघाः ।
गोविंदकीर्त्तिनिकरा अपि विष्टपस्य
मध्येऽपि मेध्यरुचयो न ममुस्तदानीम् ॥ २६ ॥

ભાવાર્થ—તે સમયે જેઓના ગુણ વિસ્મય કરનારા છે એવા પુરૂષોના સમૂહ તે ઉભા કરેલા અતિ વિસ્તારવાળા મંડપમાં સમાયા નહીં; તેમજ પવિત્ર કાંતિવાળા ગોવિંદ સાધુના કીર્તિના સમૂહ પણ આ જગતમાં સમાયા નહીં. ॥ ૨૬ ॥

गर्जन्महोर्जितमृदंगहुरंगभेर्या-
द्यातोद्यहृद्यनिनदा. समदास्तदानीम् ।
गोविंदराजसुगुणै प्रगुणै रमामी
किं स्पर्द्धया प्रययुराश्वमितान् दिगंतान् ॥ २७ ॥

ભાવાર્થ—તે સમયે ગર્જના કરતા મોટા ઉગ્ર એવા મૃદંગ, હુરંગ અને ભેરી વગેરે વાજિંત્રોના મનોહર શબ્દો ગોવિંદરાજના ઉત્તમ ગુણોની સાથે સ્પર્ધા કરતા હોય તેમ તત્કાળ અપાર દિશાઓના અંતમાં પ્રસરવા લાગ્યા. ॥ ૨૭ ॥

तृप्तिं ययौ न रसना सरसाशनैस्तै-
र्लोकस्य केवलमनेकविधैर्धरायाः ।
रामामनोज्ञधवलध्वनिभिस्तदानीं
पीयूषयूषमधुरैरपि कर्णयुग्मम् ॥ २८ ॥

ભાવાર્થ—પૃથ્વીના લોકોની રસનેંદ્રિય અનેક જાતના ઉત્તમ ભોજનોથી તૃપ્ત ન થઇ, એટલુંજ નહીં પણ સ્ત્રીઓના અમૃત જેવા મધુર અને મનોહર ધ્વનિઓથી તેમની કર્ણેંદ્રિય પણ તૃપ્ત થઇ નહિ. ॥ ૨૮ ॥

गोविंदसद्मनि मनोज्ञगभीरनाभि-
कूपास्फुरल्लवणिमामृतचारुरूपा ।
नो केवलं श्रितकला किल नर्त्तकी स्त्री
सस्फूर्त्तिकीर्त्तिरपि तस्य ननर्त्त विश्वे ॥ २९ ॥

ભાવાર્થ—મનોહર અને ગંભીર એવા નાભિકૂપમાં સ્ફુરણાયમાન લાવણ્ય રૂપ અમૃત વડે જેનું સુંદર સ્વરૂપ છે એવી કલાપ્રિય નર્તકી સ્ત્રીજ કેવળ ગોવિંદ સાધુના ઘરમાં નૃત્ય કરતી હતી, એટલુંજ નહીં પણ તેની સ્ફુરણાયમાન કીર્તિ પણ આખા વિશ્વમાં નૃત્ય કરતી હતી. ॥ ૨૯ ॥

श्रीवच्छपुत्रभवने प्रसरत्सु सत्सु
नानोत्सवेषु जनविस्मयकारिषु आक्षु ।
श्रीगच्छनाथगुरवो जयचंद्रनाम्न:
श्रीवाचकस्य वरसूरिपदं वदुस्ते ॥ ३० ॥

ભાવાર્થ—આવી રીતે શ્રીવચ્છપુત્રના મંદિરમાં સજ્જન લોકોને વિસ્મય કરનારા વિવિધ જાતના ઉત્સવો થઇ રહ્યા છે તે વખતે શ્રી ગચ્છપતિ ગુરૂએ જયચંદ્ર નામના વાચકને સૂરિપદ આપ્યું. ॥ ૩૦ ॥

तेन स्वदेशपरदेशसमागतैस्तै-
र्दिव्यांबरैर्वरतरैः परिधापितः सन् ।
श्रीमान् समग्रभुवने ऽथतिशायिनीं तां
शोभां शुभां कलयति स्म समग्रसंघः ॥ ३१ ॥

ભાવાર્થ—સ્વદેશ અને પરદેશમાંથી આવેલાં ઘણા ઉત્તમ-દિવ્ય વસ્ત્રોથી તે શ્રી ગોવિંદ સાધુએ અલંકૃત કરેલો શ્રીમાન સમગ્ર સંઘ સર્વ ભુવનમા અતિશય સુંદર શોભા સમાન દેખાવા લાગ્યો. ॥ ૩૧ ॥

ते पट्टकूलसिचयैर्निचयैश्च हेम्नां
शृंगारिताः स्फुरितदेहविभाभिरामाः ।
श्रीवच्छराजतनयेन वनीपकौघा
दारैश्चिराद् गृहगता उपलक्षितास्ते ॥ ३२ ॥

ભાવાર્થ—શ્રી વચ્છરાજના પુત્રે રેશમી પટ્ટકૂલ-વસ્ત્રોથી અને સુવર્ણના સમૂહથી શૃગારેલા તેથી સ્ફુરણાયમાન દેહની કાંતિથી સુશોભિત થયેલા યાચકોના સમૂહો પોતાને ઘેર આવ્યા ત્યારે તેમની સ્ત્રીઓથી ઘણીવારે ઓળખી શકાયા. અર્થાત્ યાચકોને એવી રીતે દાન મળ્યું હતું કે જેથી કરીને તેમની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ-હતી.૩૨

तं वर्यसूरिपददाननमोरथं स्वं
तूर्णं सकर्णमुकुटः सविधाय पूर्णं ।
हर्षप्रकर्षमतुलं हृदि यं दधार
तं वेद विश्वपतिसर्वविदेव देवः ॥ ३३ ॥

ભાવાર્થ—વિદ્વાનોમાં મુગટરૂપ એવા શ્રી ગોવિંદસાધુએ તે ઉત્તમ સૂરિપદને આપવાનો પોતાનો મનોરથ સત્વર પૂર્ણ કરવાથી. તેના હૃદયમાં જે અનુપમ હર્ષ થયો, તેને વિશ્વપતિ સર્વજ્ઞ પ્રભુજ જાણે છે. ॥ ૩૩ ॥

श्रीवच्छराजतनयो ऽथ शुभे मुहूर्त्ते
दीनार्त्तिकर्त्तनपरः परमर्द्धिवृद्धिः ।
शत्रुंजयाचलपतिं प्रति स प्रतस्थे
स्वस्थेन शुद्धमनसा धृततीर्थभक्तिः ॥ ३४ ॥

ભાવાર્થ—દીન પુરૂષોની પીડાઓને કાપવામાં તત્પર અને પરમ સમૃદ્ધિની વૃદ્ધિવાળા શ્રી વચ્છરાજના પુત્ર ગોવિંદ સાધુ સ્વચ્છ અને શુદ્ધ મનમાં તીર્થ ભક્તિ ધારણ કરી શત્રુંજય ગિરિરાજ પ્રત્યે ચાલી નીકળ્યા. ॥ ૩૪ ॥

तारागणैः परिवृत परित शशीव
वृंदारकै. कलितपार्श्व इवभुनाथ ।
रत्नैश्च वार्द्धिरिव संघजनेन नाना-
देशागतेन शुशुने शशुभेन साधु. ॥ ३५ ॥

ભાવાર્થ—જેમ તારા ગણોથી ચારે તરફ વીંટાએલો ચંદ્ર શોભે, જેમ દેવતાઓથી પાર્શ્વભાગે પરિવારિત એવો ઈંદ્ર શોભે અને રત્નો-થી જેમ સમુદ્ર શોભે તેમ વિવિધ દેશોમાંથી આવેલા તે શુભ સંઘથી વીંટાએલા ગોવિંદ સાધુ શોભતા હતા. ॥ ૩૫ ॥

शत्रुंजये प्रथमतीर्थकरं सभक्ति-
र्व्यक्तिर्ननाम कलिनामविनाशनौजा ।
वर्षाम्बुदस्फिल ववर्ष च तत्र श्रिय-
ह्हालनालिकरैः र्जितोत्मारितीः ॥ ३६ ॥

ભાવાર્થ—કળિકાળના નામને નાશ કરનાર પરાક્રમવાળા તે સા-ધુએ સ્પષ્ટ ભક્તિ બતાવી શ્રી શત્રુંજય ઉપર રહેલા પ્રથમ તીર્થંકર-ને નમસ્કાર કર્યો છે, અને લક્ષ્મીની ઉન્નતિ કરનાર તેઓએ તે તીર્થ-માં વર્ષાકાળના મેઘની પેઠે આશ્ચર્યકારી દાનોના સમૂહથી ઘણી વૃષ્ટિ કરવા માંડી. ॥ ૩૬ ॥

श्रीनेमिदैवतमथो गिरिरैवतस्थं
ब्रह्मण्यजिह्ममनसं स नमश्चकार ।
तत्रोत्सवैर्नवनवैरतिदीपिताईत्-
श्रीशासनो बहुदिनानि निनाय हर्षात् ॥ ३७ ॥

ભાવાર્થ—ત્યાથી રૈવત ( ગિરનાર ) ગિરિમાં રહેલા અને બ્રહ્મ-ચર્યવ્રત પાળતા સરલ મનવાળા એવા શ્રી નેમિનાથ પ્રભુને તેમણે નમસ્કાર કર્યો તે સ્થાને નવ નવા મહોત્સવો કરી શ્રી આર્હંત શાસનને દીપાવતા અતિ હર્ષથી ઘણા દિવસો નિર્ગમન કર્યા. ા ૩૭ ા

सोपारके सकलतीर्थसमर्थनाम्नि
सद्धाम्नि तीर्थपतिमादिजिनं प्रपूज्य ।
गोविंदसंघपतिना यतिनाथवंद्यं
मेने भवांबुधिरसौ किल जानुदघ्नः ॥ ३८ ॥

ભાવાર્થ—ત્યાંથી સમગ્ર તીર્થોમાં સમર્થ નામવાળા અને ઉત્તમ ધામરૂપ એવા શ્રી સોપારક તીર્થમાં આવી ત્યાં રહેલા મુનીશ્વરોને વંદવા યોગ્ય એવા શ્રી આદિનાથ પ્રભુની પૂજા કરી. તે સંઘપતિ ગો-વિંદ સાધુએ આ મોટા સંસાર સાગરને પોતાની જાનુ સુધીના પ્ર-માણનો માની લીધો. અર્થાત્ તરવાને સ્હેલો જાણી લીધો. ા ૩૮ ા

श्रीतारणे शिखरिणि श्रिततारकं द्विट्-
सैन्याजितं तमजितं स जिनं ववंदे ।
श्रीमत्कुमारनृपनिर्मितमद्भुतश्री
चैत्यं निरीक्ष्य मुमुदे च महेभ्यराजः ॥ ३९ ॥

ભાવાર્થ—ત્યાંથી શ્રી તારણગિરિ ( તારંગાજી ) ઉપર રહેલા, આશ્રિત ભકતોને તારનાર, શત્રુઓના સૈન્યથી અજિત શ્રી અજિત-નાથ પ્રભુને તેમણે વંદના કરી; અને શ્રી કુમારપાળરાજાએ નિર્માણ કરેલા તે અદ્ભુત શોભાવાળા ચૈત્યને જોઇ મહેભ્યરાજ શ્રી ગોવિંદ સાધુ ઘણો હર્ષ પામ્યા. ા ૩૯ ા

श्रीपुंजभूपतिविनिर्मितपूप्रवेश-
स्फूर्जन्महेन महतापहतापदोघः ।
चंचत्श्रिया सुरपुरे स्वपुरे ससंघो
गोविंदसंघपतिरस्ततमा समागात् ॥ ४० ॥

ભાવાર્થ—આપત્તિઓના સમૂહને નાશ કરનારા અને અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનારા તે શ્રી ગોવિંદ સંઘપતિ શ્રી પુંજરાજાએ કરેલા મોટા નગર પ્રવેશના મહોત્સવ સાથે લક્ષ્મીના વિલાસથી ઇંદ્રના નગર જેવા પોતાના નગરમાં આવ્યા. ॥ ૪૦ ॥

अभ्रंलिहेषु जिनराजगृहेषु सर्वे-
ष्वष्टाह्निकाञ्जुन महान् स महामहेभ्यः ।
श्रीसंघभक्तिमतुलां स्वगुरूत्तमाना-
मर्चां च विस्तरयुवां वितताम हर्षात् ॥ ४१ ॥

ભાવાર્થ—તે મહાન શ્રેષ્ટીએ મોટા હર્ષથી આકાશ સુધી ઉંચા એવા સર્વે જિન ચૈત્યોમાં અષ્ટન્હિક ઉત્સવો કર્યા. અતુલ્ય એવી શ્રી સંઘની ભક્તિ આચરી અને પોતાના ઉત્તમ ગુરૂની વિસ્તારથી પૂજા કરી. ॥ ૪૧ ॥

चित्तेऽन्यदेति विममर्श सदीर्घदर्शी-
श्रीतारणे ऽसुरचमूविनिवारणे ऽद्रौ ।
संस्थापयामि गुरुबिंबमहं विलंब-
मुत्सृज्य नव्यमजितस्य जिनेश्वरस्य ॥ ४२ ॥

ભાવાર્થ—એક વખતે તે દીર્ઘદર્શી શ્રેષ્ટીએ ચિત્તમાં વિચાર્યું કે, અસુરોના સૈન્યને નિવારણ કરનારા આ શ્રીતારણ (તારંગાજી) ગિરિ ઉપર શ્રી અજિતનાથ પ્રભુનું નવીન ગુરૂબિંબ અવિલંબે સ્થાપન કરૂં. ॥ ૪૨ ॥

तीर्थंकरप्रतिकृतिं प्रवरप्रतिष्ठां
निर्माप्य विस्मयकरीं जगतीजनानाम् ।
संयोजयामि निजनामनिकाममंत-
र्बिम्बं सपुण्यनृषु पूर्वतया चिराय ॥ ४३ ॥

ભાવાર્થ—વળી સર્વ પૃથ્વીના લોકોને વિસ્મય કરનાર અને ઉત્તમ પ્રતિષ્ઠાવાળું શ્રી તીર્થંકરનું બિંબ રચાવી, વિશ્વના પુણ્યવાન પુરૂષોમાં ચિરકાળ પૂર્ણપણે રહે તેમ મારા નામને તેની સાથે જોડી દઈશ. ॥ ૪૩ ॥

आरासणे गुरुगुणे प्रगुणे प्रभावै-
र्देवीं त्रिलोकजननीं जननीतिकर्त्रीम् ।
श्री अंबिकां कमलपत्रविनिद्रनेत्रा-
माराध्य कार्यमहमीप्सितमातनिष्ये ॥ ४४ ॥

ભાવાર્થ—મોટા ગુણવાળા અને પ્રભાવિક એવાં આરાસણ ( આરાસુર પર્વત ) મા રહેલા, લોકોને નીતિ આપનાર, કમલપત્ર જેવા વિકાશિત નેત્રવાળા અને ત્રણ લોકોને નીતિ આપનાર, માતારૂપ એવા શ્રી અંબિકા દેવીની આરાધના કરી આ ઈચ્છિત કાર્યને હું વિસ્તારથી આરંભું. ॥ ૪૪ ॥

इत्थं विचिन्त्य चतुरश्चतुरब्धिकीर्त्ति-
स्फूर्त्तिः सर्मूर्त्तिमदनो घनमोडुपाभः ।
संघाधिपो गननिवासकरीं सुरीं तां
द्रव्यैः सुगंधरुचिरैरचिरमारराध ॥ ४५ ॥

ભાવાર્થ—આ પ્રમાણે ચિંતવી તે સંઘપતિ ચતુર ગોવિંદ સાધુ કે જેની કીર્તિ ચારે સમુદ્રોમાં સ્ફુરે છે અને જે મૂર્તિમાં કામદેવ જેવા અને મુખમાં ચંદ્ર જેવા છે, તેમણે પર્વત ઉપર નિવાસ કરી રહેલા તે અંબિકા દેવીની સુગંધીથી સુંદર એવા દ્રવ્યોથી આરાધના કરી.૪૫

तस्य प्रसन्नवदनामदनाग्र्यमूर्त्ते-
र्देवी भ्रकुट्यविकटा प्रकटाह चेत्थम् ।
इष्टं वरं वृणु यतः सुरदर्शनं स्या
न्नो निष्फलं रजनिगर्जितवत्कदाचित् ॥ ४६ ॥

ભાવાર્થ—કામદેવથી પણ શ્રેષ્ઠ મૂર્તિવાળા તે શ્રેષ્ઠીને પ્રસન્ન વદન કરી અને ભ્રગુટી શાંત રાખી તે અંબિકાએ પ્રકટ થઈ કહ્યુ કે તમે ઇચ્છિત વરદાન માગો, રાત્રે મેઘની ગર્જનાની પેઠે દેવતાનું દર્શન કદિપણ નિષ્ફળ થતું નથી. ॥ ૪૬ ॥

स प्राह साहसनिधिर्निधिभिर्नमालं
स्वामिन्यलं सकलया कलया च राज्ञः ।
श्री जैनबिंबकरणाय शिलां विशालां
त्वं देहि देहिसुरवल्लिसमा ममाद्य ॥ ४७ ॥

ભાવાર્થ—સાહસ ( હિંમત ) ના ભંડાર રૂપ તે શ્રેષ્ઠી બોલ્યા કે, હે સ્વામિની, મારે દ્રવ્યના નિધિઓ જોતા નથી તેમજ સમગ્ર રાજકલાની પણ મને ઇચ્છા નથી. પ્રાણીઓના કલ્પલતા સમાન એવા તમે શ્રી જૈન બિંબ કરવાને માટે મને એક વિશાલ શિલા આપો. ॥ ૪૭ ॥

देवीत्युवाच वचनैः शुचिवत्स वच्छ-
राजस्त्वदीयजनकः कनकाभमांगः ।
पूर्वं पुरो मम स निर्मलदेवभक्तो
नन्वेतदेव नरदेवनतो ययाचे ॥ ४८ ॥

ભાવાર્થ—દેવીએ પવિત્ર વચનથી કહ્યું કે, હે શ્રેષ્ઠી પૂર્વે સુવર્ણના જેવી કાંતિવાળા તમારા પિતા શ્રી વચ્છરાજ કે જે વીતરાગ દેવના ભક્ત અને નર તથા દેવતાઓએ નમેલા છે તેમણે મારી આગળ આવુંજ વરદાન માગ્યું હતું. ॥ ૪૮ ॥

तस्मिन्ननेहसि शिला न विशालताभृ-
ज्जज्ञेऽधुना तु विधुना तुलितास्य पद्म ।
गुर्वी बभूव भुवनाद्भुतभागधेय
तां त्वद् ग्रहाण गृहिणां ननु पुण्यमेतत् ॥ ४९ ॥

ભાવાર્થ—જેનું મુખકમળ ચંદ્રની તુલના પામે છે એવા હે શ્રેષ્ઠી, તે કાળે (જ્યારે તમારા પિતાએ માગ્યું ત્યારે) તે શિલા વિશાલ ન હતી અને હાલ તે વિશાળ અને ભારવાળી થયેલ છે. હે જગમાં અદ્ભુત ભાગ્યવાળા, તેથી હાલ તે શિલા તમે ગ્રહણ કરો. ગૃહસ્થોને એ મોટું પુણ્ય છે. ॥ ૪૯ ॥

आकर्ण्य कर्णसुखदं गदितं तदीयं
हृष्टोऽजनिष्ट स गरिष्ठधनो धनीशः ।
तां खानितः सुखनकैर्विपुलां शिलां चा-
ध्यारोपयद्रथकले पृथुले कले ऽाक्षु ॥ ५० ॥

ભાવાર્થ—કર્ણને સુખ આપે તેવું દેવીનું વચન સાંભળી તે મોટા ધનવાન ધનપતિ ઘણા ખુશી થયા અને તત્કાળ તે વિશાળ શિલાને ખોદનારા પાસે ખાણમાંથી કઢાવી એક મોટા વિશાળ રથ જેવા રેકડા ઉપર ચડાવી. ॥ ૫૦ ॥

नैवेद्यहृद्यविधिना विविधाधिनाश-
कर्त्रीं स्वभक्तजनतादुरितार्त्तिहर्त्रीं ।
संतोष्य पर्वतसुरीं स चचाल भाल-
पीठप्रतिष्ठितधराद्भुतभाग्यभारः ॥ ५१ ॥

ભાવાર્થ—જેના લલાટ પીઠ ઉપર પૃથ્વીના અદ્ભુત ભાગ્યનો ભાર રહેલો છે એવા તે શ્રેષ્ઠી વિવિધ વ્યથાઓને નાશ કરનારા અને પોતાના ભક્તજનોની પાપ પીડાને હણનારા તે પર્વત દેવીને નૈવેદ્યના મનોહર વિધિથી સંતુષ્ટ કરી ચાલી નીકળ્યા. ॥ ૫૧ ॥

प्रोत्तुंगशृंगसुभगैर्धवलांगचंगैः
पुष्टैर्गरिष्ठतरशंकरशांकराभैः ।
संख्यातिगैर्नगनिभैर्वृषभैरजस्रं
ग्राह्यो कलो रथकलो ऽध्वनि चोह्यते स्म ॥ ५२ ॥

ભાવાર્થ—ઉંચા શ્રૃંગોથી સુંદર, ધોળા અંગથી મનોહર, શંકરના નંદી જેવા મોટા અને પુષ્ટ એવા પર્વત સમાન અસંખ્ય બળદોએ તે મધુર ધ્વાન કરતો રેકડો માર્ગમાં વહન કરવા માંડયો. ॥ ૫૨ ॥

पाषाणचूरणधरातलदारणद्रु-
प्रच्छेदनादिबहुकर्मविधानदक्षैः ।
कुद्दालमुद्गरकुठारकरैर्नरैस्तै-
र्मार्गः समो ऽतिविषमो ऽपि समीकृतः प्राक् ॥ ५३ ॥

ભાવાર્થ—પાષણને ચુરાવા, પૃથ્વીને ખોદવી અને વૃક્ષોને છેદવા વગેરે ઘણા કૃત્યોને કરવામાં કુશળ અને જેઓના હાથમાં કોદાળા, મુદ્દગર અને કુવાડા રહેલા છે એવા તે પુરૂષોએ સમ વિષમ એવો પણ તે માર્ગ તત્કાલ સમ કરી દીધો. ॥ ૫૩ ॥

भेरीभयंकररवैर्भटकोटिहक्का-
रावैश्च भृत्यतुमुलैर्विपुलैः समंतात् ।
मार्गे मृगाश्वगवला बलशालिसिंह-
व्याघ्राः प्रणेशुरखिला अपि कांदिशीकाः ॥ ५४ ॥

ભાવાર્થ—ભેરીઓના ભયંકર શબ્દોથી, કોટી સુભટોના હાકોટાથી અને ચારે તરફ સેવકોના વિશાળ કોલાહલથી માર્ગમાં રહેલા સર્વ મૃગલા, અશ્વો, રોઝ, બલવાન સિંહો તથા વાઘો કઈ દિશામાં જવું એમ સંભ્રમ પામી નાસવા લાગ્યા. ॥ ૫૪ ॥

स्वामोदमोदकससौरभशालिदालि-
प्राज्याज्यभोज्यसुहिता रहिताः श्रमेण ।
तांबूलपूरितमुखाः सुखवार्द्धिमग्ना-
श्चक्रुः प्रमोदतुमुलं रथचालकास्ते ॥ ५५ ॥

ભાવાર્થ—સુગંધી મોદક, ખુશબોદાર ભાત દાળ અને ઘણું ઘી-વાળું ભોજન લેવાથી સાવધાન થયેલા તેથીજ શ્રમ વગરના અને મુખમાં તાંબુલ રાખી ચાલતા તે રેકડાના હાંકનારાઓ માર્ગે સુખ સાગરમાં મગ્ન થઇ હર્ષના કોલાહલ કરતા હતા. ॥ ૫૫ ॥

तन्मूल्कप्रमितसल्लघनश्रियां श्री-
नैवेद्यमध्वनि ततान पदे पदे ऽसौ ।
दोःस्थामसिंहसमलक्षणसिंहसंज्ञो
देवीं निधाय हृदि संततमंबिकाख्याम् ॥ ५६ ॥

ભાવાર્થ—ભુજાના બલથી સિંહ જેવા લક્ષણવાળા તે શ્રેષ્ટી દેવી અંબિકાને હમેશાં હૃદયમાં રાખી માર્ગમાં સ્થાને સ્થાને સર્વ સાર્થને થઇ રહે તેટલા પ્રમાણના કંસાર (લાપશી) નું નૈવેદ્ય કરતા હતા. ૫૬

स्तोकं चलन्नथ रथो ऽध्वनि भूरिमासै-
रागात्स तारणगिरे रुपत्यकायाम् ।
स प्रस्तरो घटयितुं वरसूत्रधारैः
प्रारभ्यते स्म कृतविस्मय ईक्षकाणाम् ॥ ५७ ॥

ભાવાર્થ—માર્ગે હળવે હળવે ચાલતો તે રથ ઘણે માસે તારણ (તારંગા) ગિરિની તલેટીમાં આવી પહોચ્યો. જોનારાઓને વિસ્મય પમાડતો તે મહાન પાષાણ (શિલા) ઉત્તમ સૂત્રધારો (સલાટો) ની પાસે ઘડાવા માડયો. ॥ ૫૭ ॥

स्तोमैर्द्युतीर्दिनपबिंबविडंबिभाभि-
र्विभ्रासितत्रिभुवनं भवनं महिम्नाम् ।
बिंबं महत्तरमभूदजितस्य हेतु
स्थाने त्ववेशि च शुभे ऽह्नि मनुष्यलक्षैः ॥ ५८ ॥

ભાવાર્થ—સૂર્યના બિંબ જેવી કાંતિઓથી ત્રણ ભુવનને પ્રકાશિત કરનાર અને મહિમાનું સ્થાનરૂપ તે શ્રી અજિતનાથપ્રભુનું મોટું

બિંબ થોડા દિવસોમાં તૈયાર થઇ રહ્યું. પછી શુભ દિવસે લાખો મનુષ્યોએ તેને સ્થાન ઉપર સ્થાપિત કરી દીધું. ॥ ૫૮ ॥

गोविंदसाधुपरिकल्पिताजितनाथबिंब-
निष्पत्तिशुद्धिकथयितृनरोत्कराणाम् ।
दत्ता सुवर्णरसना व्यसनाद्विमुक्त-
चित्तेन तेन जनतेन नतेन नव्याः ॥ ५९ ॥

ભાવાર્થ—જેનું ચિત્ત વ્યસનથી મુક્ત છે અને જે જનપતિથી નમેલા છે એવા તે ગોવિંદસાધુએ શ્રી અજિતનાથપ્રભુના બિંબની સિદ્ધિ અને શુદ્ધિ કહેનારા પુરૂષોના સમૂહને સુવર્ણની નવીન રસનાઓ (જિહ્વાઓ) આપી. ॥ ૫૯ ॥

आगात् स तारणगिरौ च गुरून् महिम्ना
श्रीसोमसुंदरगुरूनपि संघलोकम् ।
श्रीराजलोकमखिलं स्वकुटुंबलोक-
माद्याय सार्द्धमनघर्द्धिकुबेरकल्पः ॥ ६० ॥

ભાવાર્થ—નિર્દોષ સમૃદ્ધિમા કુબેર જેવા તે ગોવિંદ સાધુ મહિમાવડે મોટા એવા શ્રી સોમ સુંદરગુરૂને, સંઘના લોકોને, રાજાના માણસોને અને પોતાના સર્વ કુટુંબી જનને પોતાની સાથે લઇ તે તારણ (તારંગાજી) પર્વત ઉપર આવ્યા. ॥ ૬૦ ॥

स प्राहिणोद्विजनरान् प्रवरान् प्रतिष्ठा-
कृत्यं महच्चतुरधीश्च विचिंत्य चित्ते ।
आहूतये दिशि दिशि प्रभुताढ्यनृणां
ते ऽप्याययुर्वरथादिसमर्थयानाः ॥ ६१ ॥

ભાવાર્થ—ચતુર બુદ્ધિવાળા ગોવિંદ સાધુએ પોતાના મનમાં પ્રતિષ્ઠા કરવાનું કાર્ય ચિંતવી પ્રભુતાવાળા પુરૂષોને બોલાવવાને દરેક દિ-

શાએ પોતાના શ્રેષ્ઠ માણસોને મોકલ્યા અને તે પછી અશ્વ રથ વગેરે સમર્થ વાહનવાળા તેઓ પણ આવી હાજર થવા લાગ્યા. ॥ ૬૧ ॥

सर्वासु दिक्षु च विदिक्षु च संति यानि
श्रीपत्तनादिनगराणि वराणि भूमौ ।
तेषामसंख्यमनुजा दनुजारिकल्पाः
कल्पांघ्रिपा इव ससे मिमिलुर्नगे ऽस्मिन् ॥ ६२ ॥

ભાવાર્થ—પૃથ્વી ઉપર સર્વ દિશાઓમાં અને વિદિશાઓમાં જેટલા પત્તન વગેરે શહેરો છે તેઓના દેવતા જેવા અસંખ્ય મનુષ્યો જાણે કલ્પવૃક્ષો હોય તેમ તેઓ સર્વે આ પર્વત ઉપર એકઠા થયા.૬૨

श्रीमत्सुखासनशतांगतुरंगचंड-
रंगन्महांगजपवाहनवाहिनीनाम् ।
संख्यां पयोधिपयसामिव संविधातुं
धातापि नैव पटिमानमिहाललंबे ॥ ६३ ॥

ભાવાર્થ—સમુદ્રના જલની પેઠે સુશોભિત સુખાસનો, રથો, અશ્વો અને પ્રચંડ ગજેંદ્રો વગેરે રાજાઓના વાહનોની સેનાઓની સંખ્યા કરવાને વિધાતા પણ સામર્થ્યને ધારી શકે તેમ ન હતું. ॥૬૩॥

श्रीपुंजराजसुभटैर्विकटैर्महोभिः
सन्नद्धसैन्यसहितैर्महितैर्जगत्याम् ।
आगंतुकामितजूणां क्रियते स्म रक्षा
लक्षातिगैश्च परितो गिरितारणे तैः ॥ ६४ ॥

ભાવાર્થ—તે તારણગિરિ ઉપર ચારે તરફ તેજથી ઉગ્ર, પૃથ્વીમાં માન પામેલા તૈયાર કરેલા સૈન્યવાળા શ્રી પુંજરાજના લાખો સુભટો ત્યાં આવવાને ઇચ્છનારા લોકોની ચારે તરફ રક્ષા કરવા લાગ્યા. ॥ ૬૪ ॥

उत्तारकाः सुरनिकाय्यनिभा बभूवु
रुत्तारणाय गणनातिगमानवानाम् ।
तस्थु स्थिरैकमतयो यतयोऽपि धर्म-
शालासु ते चतुरशीतिलसद्गणानाम् ॥ ६५ ॥

ભાવાર્થ—અસંખ્ય મનુષ્યોને ઉતારવાને માટે દેવતાના વિમાન જેવા ઉત્તારક ( ડોળીવાળા ) લોકો હાજર રહ્યા હતા. સ્થિર મતિવાળા ચોરાશી ગણના યતિઓ પણ ધર્મશાળાઓમાં આવી રહ્યા હતા.૬૫

श्रीसोमसुंदरगुरोः सदुपाश्रयस्तु
स्तुत्यः कथ न समसूरिपुरंदरस्य ।
सर्वासु पुण्यवसतिष्वभिशोभयीति
सश्रीकपालकविमानसमानतां यः ॥ ६६ ॥

ભાવાર્થ—સર્વ સૂરિઓમાં ઇંદ્ર સમાન એવા શ્રી સોમસુંદર ગુરૂનો તે ઉપાશ્રય કેમ સ્તુતિ કરવા યોગ્ય ન હોય? કે ઉપાશ્રય અત્યારે સર્વ પવિત્ર સ્થાનોમાં શોભાવાળા પાલક વિમાનની તુલનાને પામ્યો હતો. ॥ ૬૬ ॥

तस्यां च धर्मवसतौ प्रसृतौजसं श्री-
मंतो महेभ्यनिचयाः सिचयाभिरामाः ।
रामाश्च कर्णचुलकैः पुलकैः श्रितांगा-
श्रीमद्गुरूत्तमवचो ऽमृतमापिबंति ॥ ६७ ॥

ભાવાર્થ—તે ધર્મસ્થાનમાં પ્રસરતા તેજવાળા અને વસ્ત્રોથી સુંદર એવા શ્રીમાન્ શ્રેષ્ઠી ગૃહસ્થોના સમૂહો અને સ્ત્રીઓ કર્ણાંજલિવડે રોમાંચ સાથે સર્વદા શ્રી ઉત્તમ ગુરૂના વચનામૃતનું પાન કરે છે.૬૭

साल्वेकराजगुणराजमुखा महेभ्याः
सभ्या हयाधिपगजाधिपपातसाहेः ।
गोविंदसद्मनि ययुर्ययुपृष्ठसंस्थाः
सोपायना विनयसन्नयसंश्रितांगा. ॥ ६८ ॥

ભાવાર્થ—અશ્વોના અને ગજેંદ્રોના અધિપતિ શ્રી પાતસાહ સાદ્રેકરાજ ગુણરાજ વગેરે મહાન સભ્ય ગૃહસ્થો અશ્વવાહનના પૃષ્ટ ઉપર બેસી જેઓના અંગ ઉપર વિનય અને ઉત્તમ ન્યાય રહેલા છે એવા તેઓ સાથે ભેટ લઇ ગોવિંદ સાધુને ઘેર આવવા લાગ્યા.॥૬૮॥

गोविंदसाधुरपि तान् परिरम्य दोर्भ्याम्
सप्रश्रयं सविनयं च मुदेत्युवाच ।
स्वस्त्यस्ति भोः शुभवतां भवतां मदीय-
भाग्येन वः समजनीह समागमो ऽयं ॥ ६९ ॥

ભાવાર્થ—ગોવિંદ સાધુ પણ તેઓને બે ભુજાથી આલિંગન કરી સ્નેહ અને વિનયથી હર્ષ પૂર્વક બોલ્યા કે, હે ગૃહસ્થો ! કલ્યાણવાળા એવા આપ સર્વનું કલ્યાણ હો, અહિં મને તમારો સમાગમ મારા ભાગ્યથીજ થયેલો છે. ॥ ૬૯ ॥

युष्माकमेव जिनबिंबमहाप्रतिष्ठा-
कार्यं त्विहार्यमिदमस्त्यखिलं महार्याः ।
अग्रेसरी भवत तत्स्वजना हि यूय-
मासन्नमेव चरिवर्ति यतो मुहूर्त्तं ॥ ७० ॥

ભાવાર્થ—હે મહાર્ય, આ અહાર્ય એવું જિનબિંબની પ્રતિષ્ટાનું સર્વ કાર્ય તમારૂંજ છે. તેમાં તમે અગ્રેસર થાઓ, તમે મારા સ્વજન છો. વળી તેનું શુભ મુહૂર્ત નજિક આવેલું છે. ॥ ૭૦ ॥

गोविंदसांद्रविनयाहृतमानसास्ते
प्रोत्थाय तद्भवनतो ऽवनतोत्तमांगाः
स्नात्रोत्सवप्रथनविस्तरतीरयात्रा-
संघप्रवेशमहसं रचनादि चक्रुः ॥ ७१ ॥

ભાવાર્થ—એ પ્રમાણે ગોવિંદસાધુના ઘાટા વિનયથી જેમના મન હરણ થયા છે એવા તેઓ મસ્તકને નમાવી તે ભવનમાંથી બેઠા

થઈ સ્નાત્રોત્સવ, વિસ્તારથી જલયાત્રા અને સંઘનો પ્રવેશોત્સવ ઇત્યાદિ કાર્યો કરવા લાગ્યા. ॥ ૭૧ ॥

गोविंदधाम्नि धनधाम्नि च धर्मशाला-
स्वर्हद्गृहे सकलसंघपुरप्रवेशे ।
अद्रिप्रतिध्वनिभवद्द्विगुणत्वभावा
भेर्यादिवाद्यनिनदाः प्रसराः प्रसस्रुः ॥ ७२ ॥

ભાવાર્થ—તે ગોવિંદ સાધુના લક્ષ્મીના સ્થાનરૂપ મંદિરમાં, ધર્મશાળાઓમા, જિન ચૈત્યમાં અને સર્વ સંઘના નગર પ્રવેશમાં વાગતા એવા અને પર્વતના પ્રતિધ્વનિઓથી દ્વિગુણ થયેલા ભેરી વગેરે વાજિંત્રોના ધ્વનિઓ અતિ તીક્ષ્ણ થઇ પ્રસરવા લાગ્યા. ॥ ૭૨ ॥

मुक्तावचूलरुचिराः शुचिरागधारि-
सत्पट्टकूलबहुवस्त्रविचित्रभासः ।
स्वर्खंडडंबरधराः प्रवरा उदाराः
श्रीमंडपा शुशुभिरे परितो गृहस्य ॥ ७३ ॥

ભાવાર્થ—મોતીઓના ઝુમરથી સુંદર દેખાતા, ઉજ્વલ રંગવાળા ઉંચા રેશમી વસ્ત્રોથી જેઓની કાંતિઓ વિચિત્ર લાગતી હતી અને જે સ્વર્ગના ખંડનો આડંબર ધરતા હતા તેવા તે ઉદાર શ્રેષ્ઠ મંડપો તે શ્રેષ્ઠીના ગૃહની ચારે પાસ શોભી રહ્યા હતા. ॥ ૭૩ ॥

माद्यन्मृदंगरवचंगमनंगरंग-
रंगत्तरंगविवशाश्च वशा पुरस्य ।
नित्यं प्रनृत्यमसृजन् जनहृच्चिच्च-
चित्रप्रदानानिरतं सहितं सुगानैः ॥ ७४ ॥

ભાવાર્થ—કામદેવના રંગના ઉછળતા તરંગોને વશ થયેલી નગરની વેશ્યાઓ મૃદંગના શબ્દોથી મનોહર અને લોકોના હૃદયમાં

વિચિત્ર આશ્ચર્યને આપવામાં તત્પર એવું સંગીત સાથે નૃત્ય કરવા લાગી. ॥ ૭૪ ॥

काव्यानि भव्यकवयो जगदुर्मुदाढ्याः
छंदांस्यमंदनिनदा अपठंश्च भट्टाः ।
गीतानि तानि च जगुर्वरगायनौघा
रामा ददुश्च धवलानि कलाभिरामा ॥ ७५ ॥

ભાવાર્થ—ભવ્ય કવિઓ હર્ષથી કાવ્યો ભણતા હતા, ભાટો મોટા શબ્દોથી છંદ પઠતા હતા, ઉત્તમ ગાયકોના સમૂહ ગીતો ગાતા હતા અને કલાઓથી સુંદર એવી રમણીઓ ધવલ મંગલ આપતી હતી.૭૫

सद्वंदिनो जय जयेति रवं वितेनु-
रुच्चैरुदग्रजगणाः प्रगुणाश्च वेदान् ।
गोविंदराजगृहमंडपभूर्बभूव-
स्वर्लोकतोप्यधिकतागुणधारिणीत्थं ॥ ७६ ॥

ભાવાર્થ—સારા બંદીજનો જયજય ધ્વનિ વિસ્તારતા હતા, અને વિપ્રગણો તૈયાર થઈ વેદોચ્ચાર કરતા હતા. આવી રીતે શ્રી ગોવિંદરાજના ગૃહ મંડપની ભૂમિ સ્વર્ગથી પણ અધિક ગુણને ધારણ કરનારી થઈ પડી. ॥ ૭૬ ॥

श्रीसज्जखज्जगुरुमोदकमंडकाद्य-
सत्खाद्यवस्तुन इवोच्चशिलोच्चयौघाः ।
अंतर्गृहं ददृशिरे सुरभेर्घृतस्य
तैलस्य चोपलनिबद्धविशालवाप्य ॥ ७७ ॥

ભાવાર્થ—ગોવિંદ શ્રેષ્ટીના ઘરની અંદર તૈયાર કરેલા ખાજા મોટા મોદક અને માંડા વગેરે ખાદ્ય વસ્તુઓ જાણે ઉંચા પર્વતો હોય તેમ દેખાતા હતા. અને સુગંધી ઘી અને તેલની પાષાણથી બાંધેલી વિશાલ વાપિકાઓ દેખાતી હતી. ॥ ૭૭ ॥

कांस्योरुरूप्यकनकोद्भवभाजनानाम्
भाराः स्थलस्य सदृशा ददृशुः समंतात् ।
चित्रांचिताः प्रचुरचीरजचारुचंच-
च्चंद्रोदया शुशुभिरे ऽमितमंडपेषु ॥ ७८ ॥

ભાવાર્થ—ચારે તરફ કાસું, રૂપું, અને સુવર્ણના બનેલા પાત્રોના સમૂહ સ્થલના જેવા દેખાતા હતા અને અપરિમિત મંડપોમાં ચિત્રવાળા ચીર વસ્ત્રોના સુંદર ચંદરવા શોભી રહ્યા હતા. ॥ ૭૮ ॥

सौधानि तानि वरमंडपमंडलानि
शक्नोति कः कथयितुं कविताकलाढ्यः ।
ब्रह्माप्यजिह्ममतिरद्भुतशक्तिरेत-
द्व्याख्यानकर्मणि न कर्मठतां भजेद्यत् ॥ ७९ ॥

ભાવાર્થ—આ સમયે ઉત્તમ મંડપોના મંડળવાળા તે મહેલોનું વર્ણન કરવાને કયો કાવ્યકલાવાન્ પુરૂષ શક્તિમાન થાય ? અદ્ભુત શક્તિવાળા અને ઉત્તમ બુદ્ધિવાળા બ્રહ્મા પણ એ મહેલોના વર્ણનનું વ્યાખ્યાન કરવામાં પ્રવીણ થઈ શકે તેમ નથી. ॥ ૭૯ ॥

तेष्वाप्तरम्यरसयोजनभोजनानि-
पृथ्वीजनो विरचयन् रचनान्वितानि ।
नो मन्यते सहृदयो हृदये तृणाय
पीयूषयूषमपि तं मधुरत्वयुक्तम् ॥ ८० ॥

ભાવાર્થ—તે મંડપોમાં રચનાથી ગોઠવેલા હિતકારી રમ્ય રસની યોજનાવાળા ભોજનોને ગ્રહણ કરતા સર્વે સહૃદય પૃથ્વીના લોકો માધુર્યવાળા અમૃત રસને પણ પોતાના હૃદયમા તૃણ સમાન લેખવતા હતા. ॥ ૮૦ ॥

श्रीसोमसुंदरगुरुप्रभवो ऽथ सौवा-
नूचानवाचकमुनीन्द्रगणैः समेताः ।
जग्मुर्जिनेंद्रभवने जिनराट्प्रतिष्ठा-
हेतोः सहेतिसुजनाढ्यमहेभ्ययुक्ताः ॥ ८१ ॥

ભાવાર્થ—પછી ઉત્તમ આચાર્ય, વાચક અને મુનીંદ્રોના ગણો સાથે લઇ શ્રી સોમ સુંદર ગુરૂ ખડ્ગ ધારી સુભટો અને મહાન્ ગૃહસ્થો સહિત શ્રી જિનરાજની પ્રતિષ્ઠા કરવાને જિનેંદ્રભવનમા પધાર્યા. ॥ ૮૧ ॥

पूर्वं बभूवुरखिलान्यपि तीर्थवार्भिः
स्नात्राणि चित्रितमनांसि सतां ततश्च ।
सन्मंत्रपाठपरिपूतनवप्रभूत-
नैवेद्यढौकनमुख बहुकृत्यमासीत् ॥ ८२ ॥

ભાવાર્થ—સત્પુરૂષોના મનને આશ્ચર્ય કરે તેવા તીર્થજલોથી પ્રથમ સ્નાત્રો કરવામા આવ્યા અને તે પછી ઉત્તમ મંત્ર પાઠથી પવિત્ર કરેલા નવીન વિવિધ જાતના નૈવેદ્ય ધરવા વગેરે ઘણું કૃત્ય કરવામા આવ્યું ॥ ૮૨ ॥

प्राप्ते ऽथ लग्नसमये तपगच्छसूरिः
श्रीसूरिमंत्रपदसंस्मरणैकतान ।
बिंबे व्यधादजिततीर्थकृत शिलाका-
न्यासेन नाशितरजा प्रवरप्रतिष्ठाम् ॥ ८३ ॥

ભાવાર્થ—જ્યારે લગ્નનો સમય આવ્યો ત્યારે જેનો રજોગુણ નાશ પામ્યો છે એવા તપાગચ્છના સૂરિએ શ્રી સૂરિમંત્ર પદના સ્મરણમાં એકતાન કરી શ્રી અજિત પ્રભુના બિંબમા શિલાકાના ન્યાસવડે કરીને શ્રેષ્ઠ પ્રતિષ્ઠા કરી ॥ ૮૩ ॥

तस्मिंश्च विस्मयमये समये ऽथ वाद्य-
नादैश्च बंदितुमुलैर्धवलैर्वशानाम् ।
मल्लौघदोर्विविधयुद्धरवैर्नवैश्च
नाश्रावि कर्णपतित बहु कथ्यते किं ॥ ८४ ॥

ભાવાર્થ—તે વિસ્મયકારી સમયમાં વાજિંત્રોના નાદોથી, બંદિ-

જનના કોલાહલોથી, સ્ત્રીઓના ધવલ મંગલથી અને મલ્લ યૂથની ભુજાઓના વિવિધ અને નવીન યુદ્ધના શબ્દોથી કર્ણ ઉપર આવેલું કાંઈ પણ સંભળાતું નહતું એથી વધારે શું કહેવું ? ॥ ૮૪ ॥

सर्वैरखर्वधिषणैर्धिषणैकजैत्रै
श्रीमद्भिराढ्यनृभिरस्तसुपर्वगर्वैः ।
तत्रातिसान्द्रधनदानजलाभिवृष्टे-
र्धाराधरायितमितोन्नतिभिः स्मितास्यैः ॥ ८५ ॥

ભાવાર્થ—તે સમયે મોટી બુદ્ધિવાળા, બૃહસ્પતિને પણ જિતી લેનારા, દેવતાના ગર્વને તોડનારા અને ઉન્નતિને પામેલા સર્વ શ્રીમાન્ ધનાઢયો મુખે હાસ્ય ધરી દ્રવ્યદાન રૂપ જલની વૃષ્ટિ કરવાથી બરાબર મેઘનું આચરણ કરતા હતા. ॥ ૮૫ ॥

तस्मिन् क्षणे सुतसुतादयितास्वबंधु-
सद्भागिनेयसहितो महितो महेभ्यैः ।
श्रीऊटकाभिधबृहत्पुरलब्धवासः
श्रेष्ठी शकान्हड इति प्रथितः पृथिव्याम् ॥ ८६ ॥
श्रीसोमसुंदरगुरोः प्रतिभागुरो श्री-
हस्तेन विश्वकमलामलकेलिधाम्नः ।
क्षेत्रेषु सप्तसु धनी स्वधनं व्ययित्वा
तत्त्वार्थवित्स जगृहे मुदितस्तपस्याम् ॥ ८७ ॥ युग्मम् ॥

ભાવાર્થ—આ વખતે ઉટક નામના મોટા નગરમાં નિવાસ કરનારો 'શકાન્હડ' નામે પૃથ્વીમાં પ્રખ્યાત એવો એક શ્રેષ્ઠી હતો. પોતાના પુત્ર પુત્રી, સ્ત્રી, બંધુ અને ભાણેજ સહિત મોટા ધનાઢયોએ માનેલા તે ધનવાન શ્રેષ્ઠીએ તત્વાર્થ જાણી બુદ્ધિમાં બ્રહસ્પતિ જેવા અને વિશ્વની લક્ષ્મીની નિર્મલ ક્રીડાઓના ધામરૂપ એવા શ્રી સોમસુંદર ગુરૂને હાથે સાત ક્ષેત્રોમાં પોતાનું દ્રવ્ય ખર્ચી મોટા હર્ષથી તપસ્યા ગ્રહણ કરી. ॥ ૮૬–૮૭ ॥

दुर्वाद्यखर्वघनगर्वविखंडनस्य-
त्रैवेद्यहृद्यमतिपंडितमंडनस्य ।
श्रीपंडितस्य च तदा जिनमंडनस्य
श्रीवाचकातुलपदं समभून्महौघैः ॥ ८८ ॥

ભાવાર્થ—તે સમયે મહોત્સવોના સમૂહથી દુષ્ટવાદીઓના અતિ ઘણા ગર્વને ખંડન કરનારા અને ત્રિવેદી ( ત્રણવેદ ) જાણવાથી મનોહર બુદ્ધિવાળા પંડિતોના મંડનરૂપ એવા તે શ્રી પંડિત સૂરિને અને શ્રી જિન પ્રભુના આભૂષણને શ્રી[1] વાચક એવું અનુપમ પદ પ્રાપ્ત થયું હતું. ॥ ૮૮ ॥

श्रीमांस्तपागणगुरुर्जिनपं स नत्वा
कृत्वा त्रिलोकविदितां मुदित प्रतिष्ठाम् ।
गर्जद्भिरूर्जिततमैर्बहुहृद्यवाद्यै-
रागान्महेभ्यसहितो ऽतुलधर्मशालाम् ॥ ८९ ॥

ભાવાર્થ—તે શ્રીમાન્ તપાગણના ગુરૂ શ્રી જિનપ્રભુને નમી અને ત્રણ લોકમાં વિખ્યાત એવી પ્રતિષ્ઠા કરી હર્ષ પામતા તે શ્રેષ્ટી ગોવિંદ સાધુ તેથી યુક્ત થઇ ઉગ્ર ગર્જના કરતા ઘણાં ઉત્તમ વાજિંત્રોની અનુપમ ધર્મશાળામાં પધાર્યા. ॥ ૮૯ ॥

गोविंदाभिधसाधुना निजगुरोः क्लृप्ता महार्चा पुरा
दिव्यैर्भव्यतरैरदूष्यसिचयैः पश्चाच्च संख्यातिगैः ।
काश्मीरोद्भवकुंकुमारुणविभैर्वस्त्रैर्दुकूलैस्तथा
श्रीसंघः परिधापितः सुरतरोः शोभां शुभां सो ऽप्यधात् ॥९०॥

ભાવાર્થ—તે પછી શ્રી ગોવિંદ સાધુએ દિવ્ય, અતિ ભવ્ય અને અદૃષ્ય એવા વસ્ત્રોથી પોતાના ગુરૂની પ્રથમ પૂજા કરી અને પછી કા-

૧ સૂરિ પક્ષે શ્રી વાચક એટલે જ્ઞાન લક્ષ્મીવાળાવાચક આચાર્ય અને જિન આભૂષણ પક્ષે શ્રી વાચક એટલે શોભાનું વાચક એમ અર્થ લેવો.

શ્મીરી, કેશરના જેવા રંગના રેશમી કશબી વસ્ત્રા શ્રી સંઘને પેહેરાવ્યા, જેથી તે સંઘે કલ્પવૃક્ષની શોભાને ધારણ કરી. ॥ ૯૦ ॥

आचंद्रार्कमहो महेभ्यमुकुट प्रोद्यत्प्रतापोत्कट
त्वं राज्यं कुरुपुंजभूपरिवृढप्रौढप्रसादोल्वण ।
कुर्वंतो गुणसंस्तुतीरिति मुदा पृथ्व्यर्थिनस्तेन रै-
दानाद्भूषितविग्रहा सुखकृता सर्वे नरेंद्रीकृताः ॥ ९१ ॥

ભાવાર્થ—" હે મહાન શ્રેષ્ટીઓમાં મુગટ રૂપ, હે પ્રતાપવડે ઉગ્ર, પુંજરાજાના પ્રૌઢ પ્રસાદથી ઉગ્ર એવા તમે યાવચ્ચંદ્ર દિવાકર સુધી રાજ્ય કરો " આ પ્રમાણે હર્ષથી ગુણસ્તુતિ કરતા એવા ઘણા યાચકોને સુખકારી એવા તે શ્રેષ્ટીએ લક્ષ્મીના દાનથી જેઓની કાયા અલંકૃત થયેલી છે એવા તે સર્વ રાજા બનાવી દીધા. ॥ ૯૧ ॥

तत्तत्सत्सुखभक्षिकाभिरनणुस्वामोदभृन्मोदकैः
प्राज्याज्यैर्घृतपूरकूरवटकैः शाकैर्बृहन्मंडकैः ।
तै कर्पूरकरंबघोलपटलैः सौहित्यमापु समे
गुर्व्या जेमनवारया प्रवरया संघोऽखिलो रंजितः ॥ ९२ ॥

ભાવાર્થ—તે સુખડીઓથી, ઘણાં ખુશબોદાર મોદકોથી, અતિશય ઘી વાળા ઘેબર, કૂરા અને વડાથી, શાકોથી, ઉંચી જાતના માંડાથી, કપૂરી કરંબા, અને ઘોલાના સમૂહથી સર્વે સાહિત્ય પૂરા કર્યા હતા. તેવા શ્રેષ્ટ પ્રકારના જમણવારથી બધો સંઘ રાજી કર્યો હતો ॥૯૨॥

नो मे दृष्टिपथं गता सुभगता श्लिष्टा प्रतिष्टेदृशो
नेदृक्षाश्च महोत्सवा नवनवा दृष्टा गरिष्ठाः क्वचित् ।
नेदृक् भूरिधनव्ययो विरचित. केनापि चेति स्तुतिं
कुर्वंती जनता ययौ निजनिजस्थानेषु हृष्टाशया ॥ ९३ ॥

ભાવાર્થ—" આવું સૌભાગ્ય મારી દૃષ્ટિએ જેયું નથી. આવી પ્રતિષ્ઠા કોઇને મળી નથી, આવા મોટા નવનવા મહોત્સવો કોઇ ઠેકાણે

જોવામાં આવ્યા નથી અને કોઇએ આટલા બધા દ્રવ્યનો વ્યય કર્યો નથી"—આ પ્રમાણે સ્તુતિ કરતા લોકો ઘણો હર્ષ પામી પોતપોતાના સ્થાન પ્રતિ જવા લાગ્યા. ॥ ૯૩ ॥

साकं श्रीयुतसोमसुंदरगुरूत्तंसैः स संघाधिपो
गोविंदो ऽप्यथ पुंजभूपतिकृतव्रंगप्रवेशोत्सवः ।
आगाद्वंदनमालिकातिरुचिरे नृत्यादिरंगोत्करे
निःप्रत्यूहमियद्दरे वरपुरे शोभाजितस्वःपुरे ॥ ९४ ॥

ભાવાર્થ—પછી પુંજરાજાએ જેનો નગર પ્રવેશનો ઉત્સવ કરેલો છે એવા સંઘપતિ ગોવિંદ સાધુ શ્રીમાન સોમસુંદર ગુરૂવર્યની સાથે નિર્વિઘ્ને પોતાના નગરમાં આવ્યા. તે વખતે તે નગર વંદનમાળા (તરીયાતોરણ) થી શોભીત રહ્યું હતું, નૃત્ય વગેરે રંગોત્સવો થતા હતા, નિર્ભય હતું અને પોતાની શોભાથી સ્વર્ગના નગરને પણ હંફાવતું હતું. ॥ ૯૪ ॥

इतिश्रीयुगप्रधानावतारपरमगुरुश्रीसोमसुंदरसूरिगुणव्यावर्णने सोमसौभाग्यनाम्नि काव्ये संघपतिगोविंदनिर्मितश्रीजयचंद्रसूरिपदस्थापनाश्रीतारणदुर्गबिंबप्रतिष्ठाविस्तरप्रकटनो नाम सप्तसर्गः ॥

## ॥ अष्टमः सर्गः ॥

युगोत्तमाः श्रीयुतसोमसुंदराचार्या विचार्यायपदं वृषाश्रयं ।
पृथ्वीं पुनानाश्चरणैः कजारुणैः पुरे ययुर्देवकुलादिपाटके ॥ १ ॥

ભાવાર્થ—યુગોત્તમ શ્રી સોમસુંદરાચાર્ય ધર્મ સંબંધી લાભ ધારી કમલ જેવા રાતા ચરણ વડે પૃથ્વીને પવિત્ર કરતા દેવકુલ પાટક નામના નગરમાં આવ્યા. ॥ ૧ ॥

निंबाह्वय संघपतिः समस्ति धीबृहस्पतिस्तत्र पवित्रमानस ।
योऽशेषदोषप्रबलत्रिदोषहृत् सौसीम्यकृन्नाम बभार सार्थकम् ॥२॥

ભાવાર્થ--તે નગરમા બુદ્ધિમા બહુસ્પતિ સમાન અને પવિત્ર હૃ-દયવાળો નિંબ નામે એક સંઘપતિ રહેતો. જે સમગ્ર દોષરૂપી પ્રબળ ત્રિદોષને હરવાથી અને સુસીમ ગુણ આચરવાથી પોતાના નિંબ (લીંબડો) એ નામને સાર્થક કરતો હતો. ॥ ૨ ॥

सम्यग्दृशां दृग्युगलीसुधांजनं नीरंजनं कल्मजनौघरंजनं ।
कलिद्विषो मानतरुप्रभंजनं शुभावलीनिर्मितपक्षिखजनं ॥ ३ ॥
रूप्याचलप्रोज्वलतुंगशृंगभृत् सुवर्णकुंभोच्छ्रितदंडमंडितम् ।
ध्वजाग्रजाग्रद्वरकिंकिणीस्वनैः प्रमोदितप्रेक्षकलोकमंडलं ॥ ४ ॥
अभ्रंलिहैः खंडितपापमडलैः श्रीमंडपैर्मंडितमुज्वलैः कलैः ।
सर्वेंदिरासुंदरजैनमंदिरं यः खागहड्यां पुरि चार्वकारयत् ॥ ५ ॥

ભાવાર્થ---તે નિંબ સંઘપતિએ ખાગહડી નગરીમાં સર્વ શોભાથી સુંદર એવું જૈન મંદિર કરાવ્યું હતું. તે મદિર સમ્યગ દૃષ્ટિ પુરૂષોની બે દૃષ્ટિને અમૃતનું અંજન હતું, લોકોના સમૂહને આનંદ આપતું હતું, કળિકાળ રૂપ શત્રુના માન વૃક્ષને ભાગનારૂં હતું, શુભાવલી કર્મને નિર્માણ કરવામા ખંજન પક્ષી હતું, વૈતાઢયગિરિ જેવા ઉંચા શિખરને ધારણ કરતું હતું, સુવર્ણના કુંભ અને ઉચા ધ્વજ દંડથી મંડિત હતું, ધ્વજાના અગ્રભાગે રહેલી સુંદર ઘુઘરીઓના શબ્દોથી પ્રેક્ષકોના મંડળને આનંદ આપતું હતું અને આકાશ સુધી ઉંચા, પાપના મંડળને ખંડન કરનારા ઉજ્વલ શ્રી મંડપોથી મંડિત હતું. ॥ ૩-૪-૫ ॥

स निम्बसंघाधिपतिर्व्यजिज्ञपत् गुरुं गुणश्रेणिगुरु मुदान्यदा ।
पुण्यास्पदाचार्यपदस्य मे प्रभो निर्मापणादेशवरं प्रयच्छत ॥ ६ ॥

ભાવાર્થ---એક વખતે સંઘપતિ નિંબે ગુણ શ્રેણીવડે મહાન એ-

વા ગુરૂને હર્ષથી વિજ્ઞપ્તિ કરી કે, હે પુણ્યાસ્પદ પ્રભુ, આચાર્યપદને નિર્માણુ કરવાને મને ઉત્તમ આદેશ આપો. ॥ ૬ ॥

यतो महांतो निहतोरुमत्सरा भवंति चात्यंतदयोदयोज्वलाः ।
ततः प्रसादं कुरु सद्गुरोजितप्रद्युम्न मे द्युम्नभरव्ययाद्द्रयात् ॥ ७ ॥

ભાવાર્થ—મહાન પુરૂષો, મોટા મત્સરને નાશ કરનારા અને અતિશય દયાના ઉદયથી ઉજ્વલ હોય છે, તેથી કામદેવને જિતનારા હે સદ્ગુરૂ, મારી ઉપર દ્રવ્યને વ્યય કરાવામાં સત્વર પ્રસાદ કરો. ૭

मनोरथस्ते सफलो भवत्वयं श्रीगच्छनाथेन तदेत्युदीरिते ।
लेखांल्लिलेखाथ स कुंकुमांकितानाकारणायाखिलसंघभूस्पृशाम् ८

ભાવર્થ—શ્રી ગચ્છનાથે કહ્યું કે, તમારો મનોરથ સફલ થાઓ, એટલે, તેણે સર્વ સંઘના લોકોને બોલાવવાને કુંકુમથી અંકિત એવા લેખ લખ્યા. ॥ ૮ ॥

आकारितास्तेन समग्रदिग्जनाः स्मिताननास्तत्र समाययुर्जवात् ।
पुरप्रवेशोत्सवपूर्वकं मुदा संस्थापिताः छद्महृता स्वसद्मसु ॥ ९ ॥

ભાવાર્થ—કુંકુમપત્રિકાથી બોલાવેલા સર્વ દિશાઓના લોકો હસતા મુખે વેગથી ત્યાં આવ્યા. પછી તે નિષ્કપટી સંઘપતિએ હર્ષથી નગરપ્રવેશને ઉત્સવ કરી તેઓને પોતાના મંદિરમાં સ્થાપિત કર્યા. ॥ ૯ ॥

तेषामशेषादरयुक्तभक्तयो नवा नवास्तेन मनीषिणा नृणाम् ।
मुदा क्रियंते गृहमेधिनां यतः श्रीसंघभक्तेर्न परं परं वृषम् ॥१०॥

ભાવાર્થ—તે વિદ્વાન શ્રેષ્ટીએ અતિ હર્ષથી આવેલા લોકોની સંપૂર્ણ આદરવાળી નવ નવી ભક્તિઓ કરી. કારણ કે, ગૃહસ્થોને શ્રી સંઘની ભક્તિથી બીજુ વિશેષ કાંઇ પુણ્ય નથી ॥ ૧૦ ॥

तृप्तीकृतोद्यद्रसनैर्वराशनैः सितादिपानैर्मृदुखाद्यसंकरैः ।
स्वाद्यैश्च हृद्यैर्विविधैः समाधिदैः प्रीतीं प्रकामं सकलांगिनो ऽभवन् ११

ભાવાર્થ—રસનાને તૃપ્તિ કરનારા, ઉત્તમ અશનોથી, શર્કરાદિકના પાનથી, કોમલ અને મિશ્ર એવા ખાદ્ય-ખાજાથી અને સુખદાયક એવા વિવિધ જાતના મનોહર સ્વાદોથી સમગ્ર પ્રાણીઓ અત્યંત પ્રસન્ન થયા ॥ ૧૧ ॥

भुजंगवल्लीदलपूगपूरिताननास्तरं संघजना जिनागमम् ।
सम्मेनिरे संघपनिर्मितामिताद्भुतौघकृद्भक्तिप्रयुक्तिरंजिताः ॥१२॥

ભાવાર્થ—નાગરવેલનાં પાન અને સોપારી મુખમાં ભરી, સંઘપતિએ કરેલી અપરિમિત ઘણાં અદ્ભુતોને ઉત્પન્ન કરનારી ભક્તિના પ્રયોગથી રાજી થયેલા તે સંઘના લોકો પોતે અહિં આવવાથી કૃતાર્થ થયા એમ ગણવા લાગ્યા ॥ ૧૨ ॥

मुहूर्तघस्रेऽखिलदूषणोज्झिते श्रीगच्छनाथो भुवनादिसुंदरम् ।
श्रीवाचकं सूरिपदे पदेऽश्रियां प्रातिष्ठपद्विष्टपाऽऽदिष्टमंगलम् ॥ १३ ॥

ભાવાર્થ—જ્યારે સર્વ દૂષણોથી રહિત એવો મુહૂર્તનો દિવસ આવ્યો એટલે શ્રી ગચ્છપતિએ જગતના સૌભાગ્ય મંગલ રૂપ એવા ભુવન સુંદર વાચકને લક્ષ્મીઓના સ્થાનરૂપ એવા સૂરિપદમાં પ્રતિષ્ઠિત કર્યા ॥ ૧૩ ॥

श्रीमत्तपागच्छविभोर्विभोज्वलान्यमूल्यचारूणि गुरूणि चादरात् ।
विचित्रवस्त्राणि ददौ सदौचिती गुणोज्वलो निंबमहेभ्यनायकः १४

ભાવાર્થ—સદા યોગ્યતાવાળા અને ગુણોથી ઉજ્વલ એવા તે સંઘનાયક નિંબશ્રેષ્ઠીએ શ્રીતપાગચ્છના સ્વામીને કાંતિથી ઉજ્વલ, અમૂલ્ય અને સુંદર વસ્ત્રો અર્પણ કર્યાં ॥ ૧૪ ॥

वैदेशिकानेकवरांबरोत्करैस्तैस्सत्कृताश्चातिचमत्कृता हृदि ।
श्रीसंघलोकाः स्वपुरेषु ते ययुर्ययुग्मस्यंदनवाहिनीस्थिताः ॥ १५ ॥

ભાવાર્થ—વિદેશી અનેક વસ્ત્રોના ઢગલાથી સત્કાર કરેલા અને હૃદયમાં ચમત્કાર પામેલા તે સંઘના લોકો અશ્વોના સમૂહ તથા રથો-

ના વાહન ઉપર બેસી પોતાના નગર તરફ ચાલી નીકળ્યા. ॥ ૧૫ ॥

कृत्वा कृती सूरिपदं गुरुस्ततस्तत सुशिष्यैर्विहरन् हरन्नघम् ।
श्रीगूर्जरत्रामुखमंडने ययौ कर्णावतीनाम्निपुरे पुरेश्वरे ॥ १६ ॥

ભાવાર્થ—શ્રી ગુરૂ સૂરિપદને પ્રાપ્ત કરી કૃતાર્થ થઇ ત્યાંથી ઉત્તમ શિષ્યોની સાથે વિહાર કરતા અને પાપને હરતા શ્રી ગુજરાત દેશના મુખ મંડન રૂપ નગરેશ્વર કર્ણાવતી નામના નગરમાં પધાર્યા ॥ ૧૬ ॥

श्रीपातसाहेर्बहुमानभाजनं सभाजनं सद्वचनेन रंजयन् ।
गुणी गुणज्ञो गुणराजसाधुराट् गुरोः प्रवेशोत्सवमाततान सः १७

ભાવાર્થ—શ્રી પાતસાહના બહુ માનના પાત્ર રૂપ સભાજનને સદ્વચનથી રંજન કરતા અને ગુણને જાણનારા તે ગુણવાન્ ગુણરાજ સાધુપતિએ ગુરૂને પુર પ્રવેશનો મોટો મહોત્સવ કર્યો ॥ ૧૭ ॥

तमोहरन् सौवगवीभिरुच्छ्रित प्रबोधयन् भव्यजनांबुजव्रजान् ।
श्रीसूरिराट् सूरसमो महोभरैर्विभास्वरस्तत्रपुरेस्थितस्तत ॥ १८ ॥

ભાવાર્થ—અન્ય મતિઓએ ઉન્નત કરેલા અંધકારને હરતા, ભવ્ય પ્રાણીરૂપ કમળના સમૂહને પ્રબોધ કરતા અને તેજના સમૂહથી સૂર્ય જેવા શ્રી સૂરિરાજ તે નગરમાં પ્રકાશમાન થઇ રહેતા હતા ।૧૮।

श्रीवावसूनुर्गुणराजबांधवो रमाधवोद्यन्महसां महालयः ।
श्रीआम्रसाधुः फलिताम्रवत्सदा मनोहरस्तत्र पुरे विराजते ॥१९॥

ભાવાર્થ—શ્રી લક્ષ્મીપતિના તેજના સ્થાનરૂપ શ્રી વાવના પુત્ર અને ગુણરાજના બંધુ શ્રીઆમ્ર નામે એક સાધુ ગૃહસ્થ ફળેલા આમ્ર વૃક્ષ જેવા મનોહર થઇ તે નગરમાં રહેતા હતા ॥ ૧૯ ॥

गृहस्थकृत्यं परिहृत्य सत्यधीः श्रीमत्तपागच्छगुरोर्गुणैर्गुरोः ।
वच कर्णेहत्य निहत्य दुस्तमो वैराग्यरगद्धृदयः पिवत्ययं ॥ २० ॥

ભાવાર્થ—સત્ય બુદ્ધિવાળો તે શ્રીઆમ્ર સાધુ દુષ્ટ તમને કર્ણે કર્ણ કરી હણી નાખી ગુણોથી મોટા એવા શ્રીમાન્ તપાગચ્છના ગુરૂના વચનનું હૃદયમા વૈરાગ્ય ધરી પાન કર્યા કરે છે ॥ ૨૦ ॥

गुरोः सुधासिंधुस देश्यदेशना प्रबुद्धचित्तः श्रिततत्वधीः सुधी ।
सुतैः श्रितैश्वर्यभरैः स्वबंधुभिर्निषिध्यमानोऽपि च कांतकांतया २१
श्रीसाधुराम्रः शुचिकम्रविग्रहो वैराग्यरंगैरनिभैः प्रपूरितः ।
दीक्षां तपागच्छमहेंद्रसंनिधौ विधौतपापः सशमां समाददे ॥२२॥
॥ युग्मम् ॥

ભાવાર્થ—ગુરૂની સુધા સાગર જેવી દેશનાથી જેનું ચિત્ત પ્રતિબોધ પામ્યું છે, તત્વ બુદ્ધિને જેણે આશ્રય કર્યો છે અને જેને પવિત્ર અને સુંદર દેહ છે એવા તે આમ્ર સાધુએ ઐશ્વર્યના ભારને આશ્રય કરનારા પોતાના પુત્રોએ, બંધુઓએ અને મનોહર કાંતાએ નિવાર્યા છતાં પ્રકાશમાન વૈરાગ્ય રંગથી પરિપૂર્ણ થઈ અને પાપને પ્રક્ષાલન કરી શમતા સહિત દિક્ષાને ગ્રહણ કરી ॥ ૨૧–૨૨ ॥

महोत्सवाः श्रीगुणराजसाधुना ननास्तराकाविधुना घनास्तदा ।
प्रचक्रिरेऽनल्पधनव्ययं स्वयं कृत्वा च सम्यक्त्वमुपाददे मुदा ॥२३॥

ભાવાર્થ—મુખથી પૂર્ણિમાના ચંદ્રનો પરાભવ કરનારા શ્રી ગુણરાજ સાધુએ ઘણા મહોત્સવો કર્યા અને પોતે હર્ષથી ઘણા ધનનો વ્યય કરી સમકીતને ગ્રહણ કર્યું ॥ ૨૩ ॥

ज्येष्ठस्थितिस्तत्रपुरे विनिर्ममे श्रीनिर्ममेशेन जनाग्रिनाग्रहात् ।
अवाचि शत्रुंजयनाम सानुमन्माहात्म्यमंहस्ततिसंहृतिक्षमं ॥ २४ ॥

ભાવાર્થ—લોકોના ઘણા આગ્રહથી શ્રી આચાર્યપતિએ તે નગરમાં જ્યેષ્ટ સ્થિતિ કરી અને પાપની શ્રેણીને સંહાર કરવાને સમર્થ એવું શ્રી શત્રુંજય ગિરિનું મહાત્મ્ય વાંચી સંભળાવ્યું ॥ ૨૪ ॥

तदावदातेंदुमयूखनिर्मलं गुरो महोर्ण्वे दधिदुग्धधामलम् ।
शत्रुंजये निर्वृजिनं जिनं सदा नमस्करिष्ये सवचिस्तरोत्सवै ॥२५॥
इतिश्च्यराजेन सुपर्व पर्वतशिरे गृहीते नियमे सति क्षणात् ।
तस्मिन्नक्षणेऽन्यैर्व्यवहारिपुंगवैरभिग्रहोऽसौ जगृहे गृहीश्वरैः ॥२६॥
॥ युग्मम् ॥

ભાવાર્થ—' હે ગુરૂ, જ્યારે શત્રુંજય ઉપર જઈ ઘણા વિસ્તારવાળા ઉત્સવોથી નિર્દોષ એવા શ્રી આદિશ્વર પ્રભુને નમસ્કાર કરીશ ત્યાર પછી ઉજ્વલ ચંદ્રના કીરણ જેવું નિર્મળ દહીં દુધ ગ્રહણ કરીશ'' આ પ્રમાણે જ્યારે તે શ્રેષ્ટીરાજે મેરૂ પર્વતના જેવો સ્થિર નિયમ ગ્રહણ કર્યો, તે વખતે બીજા ઉત્તમ વ્યાપારી ગૃહસ્થોએ પણ તે અભિગ્રહ ગ્રહણ કર્યો ॥ ૨૫–૨૬ ॥

दीपालिकापर्व समाययौ मुदां साम्राज्यदानप्रतिभूर्निभं भुवि ।
श्रीतीर्थयात्राकृतये कृती तदा महोद्यमं निर्मितवान्महेभ्यराट् ॥२७॥

ભાવાર્થ—તે સમયે પૃથ્વી ઉપર હર્ષનું સામ્રાજ્ય, દાન આપવામાં જામીનરૂપ એવું દીપોત્સવી પર્વ આવ્યું. તે કાળે તે મહાન્ કૃતાર્થ શ્રેષ્ટીરાજે શ્રી તીર્થ યાત્રા કરવાનો મોટો ઉદ્યમ કરવા માંડયો ॥૨૭॥

सज्जीक्रियंते स्म मनोरथैः समं रथा महेभ्यैः स्वगृहेष्वयोमयाः ।
सुखासनप्रोद्धुरसिंहविष्टराद्यीप्टं गरिष्टं भुवि तैर्विधापितं ॥ २८ ॥

ભાવાર્થ—બીજા ગૃહસ્થ શ્રેષ્ટીઓએ પોતપોતાને ઘેર પોતાના મનોરથોની સાથે લોઢાના રથ તૈયાર કરવા માંડયા અને તેઓએ સુખાસન યુક્ત મોટા સિંહાસન વગેરે પોતાને ઇચ્છિત પદાર્થો કરાવવા માંડયા ॥ ૨૮ ॥

परःसहस्रा श्चतुरास्तुरंगमा आत्ता उदात्ता हृदयंगमाः पुनः ।
द्रव्यैर्भ्रियंते स्म मया महोमया अग्रेसरा वेगभृतां च वेसराः २९

ભાવાર્થ—ચતુર, ઉંચી જાતના અને મનોહર એવા હજારો અશ્વો ગ્રહણ કર્યા. વેગવાળાઓમા અગ્રેસર એવા તેજસ્વી ઉંટો અને ખચરો દ્રવ્યથી ભરવા માંડયા ॥ ૨૯ ॥

अहिम्मद श्रीमुजफ्फरसाहिराट् सत्प्राभृतप्रीतमना मनीषिणम् ।
दिव्यांबरैर्यं किल पर्यधापयत् कवादिमुख्यैः सहभूरिभिर्जनैः ३०

ભાવાર્થ—તે વખતે શ્રીમાન અહિમ્મદપાદસાહે ઉત્તમ ભેટથી

હૃદય પ્રસન્ન કરી કળાદિ વગેરે ઘણાં માણસો સાથે તે વિદ્વાન શ્રેષ્ટીને દિવ્ય વસ્ત્રોનો પોશાક આપ્યો. ॥ ૩૦ ॥

समर्पयद्वारगतिं निजां चतां वाद्यं न फेरी प्रमुखं नृपोचितम् ।
पर सहस्रान् सुभटान् महोद्भटान् प्रोन्मादिन स्तानमितांश्च-
सादिन ॥ ३१ ॥

ભાવાર્થ—શ્રી પાદસાહે તે શ્રેષ્ટીને પોતાની દ્વારગતિ (રાવટી) અર્પણ કરી તે સાથે બીજા હજારો ઉગ્ર સુભટો અને ઉન્મત્ત અપરિમિત ઘોડેશ્વારો અર્પણ કર્યા. ફક્ત રાજાને યોગ્ય એવું ફેરી (ડંકો) પ્રમુખ વાદ્ય ન આપ્યું ॥ ૩૧ ॥

श्रीतीर्थयात्रा स्फुरमाणमौक्तिकं ददौ सदौन्नत्यकरं च यस्य तत् ।
स मार्गण प्राणिगणस्य कामित संपूरयन् श्रीगुणराजसंवराट् ॥३२॥
भव्ये मुहूर्त्ते वृषभावभावितः संघान्वित सौवपुराच्चचाल सः ।
कुंभः शुभांभोभरितोऽस्य संमुखीबभूव मार्गे सधवाशिरःस्थितः ३३

ભાવાર્થ— જે શ્રેષ્ટીને પાદસાહે સદા ઉન્નતિ કરનારૂં શ્રી તીર્થ યાત્રામાં સ્ફુરે તેવું ચિન્હ (નિશાન) આપ્યું હતું, તે સંઘપતિ શ્રેષ્ટી ગુણરાજ યાચકોના ગણની ઇચ્છા પૂર્ણ કરતા ભવ્ય મુહૂર્ત્તમાં ધર્મ ભાવનાથી યુક્ત થઈ સંઘની સાથે પોતાના નગરમાંથી ચાલ્યો. તે સમયે સૌભાગ્યવતી સ્ત્રીના મસ્તક ઉપર રહેલો સુંદર જલનો ભરેલો કુંભ સામો મળ્યો ॥ ૩૨–૩૩ ॥

पण्यांगना नूतनभव्यभूषणैर्विभूषिता दृक्पथमाययौ ततः ।
वामे च पार्श्वे खरशंडवाजिनः स्पष्टं स्वशब्दान् शुभदान् वितेनिरे३४

ભાવાર્થ—નવીન આભૂષણોથી સુશોભિત એવી વેશ્યા દૃષ્ટિ માર્ગે આવી. ડાબી તરફ ગધેડો, શંડ અને અશ્વે સ્પષ્ટ રીતે પોતાના શુભ સૂચક શબ્દો વિસ્તાર્યા ॥ ૩૪ ॥

दुर्गा गणेशो ऽपि च वामदक्षिणाभ्यासे स्वरान् क्षेमकरान् प्रचक्रतुं ।
निर्धूमधूमध्वज आगमद्दृशोर्मतंगजश्चाभिमतं प्रकाशयन् ॥ ३५ ॥

ભવાર્થ--વામ અને દક્ષિણમાં દુર્ગા અને ગણેશે ક્ષેમ કરનારા શબ્દો કર્યા, નિર્ધૂમ અગ્નિ અને ગજેંદ્ર ઇચ્છિત કાર્યને પ્રકાશતા દૃષ્ટિ માર્ગે જોવામાં આવ્યા ॥ ૩૫ ॥

इति प्रकृष्टैः शकुनैः प्रमातिगैः संसूचितस्वोज्वलमंगलोदयः ।
श्रीवीरमग्राम इति प्रसिद्धिभृत् पुरे ययौ श्रीगुणराजसाधुराट् ३६

ભાવાર્થ--ઉપર પ્રમાણે અપરિમિત ઉત્તમ શુકનોએ જેનો ઉજ્વલ મંગલોદય સૂચવ્યો છે એવા તે ગુજરાત શ્રેષ્ટી શ્રી વીરમગામ નામના પ્રસિદ્ધ નગરમાં આવ્યા ॥ ૩૬ ॥

तस्मिन् मिलंतिस्म पुरे नरेश्वरोद्धुरा नरा पुण्यपराश्चतुर्दिशाम् ।
प्रवर्द्धते स्मानघसंघ उच्चकैर्दिनेदिने वार्द्धिरिवेंदुदर्शने ॥ ३७ ॥

ભાવાર્થ--તે નગરમાં રાજાના જેવા ઉગ્ર અને પુણ્યવાન ઘણા પુરૂષો ચારે દિશાઓમાંથી એકઠા થયા. તેથી ચંદ્રના દર્શનથી સમુદ્રના જેવો નિર્દોષ એવો તે સંઘ દિવસે દિવસે ઉંચે પ્રકારે વધવા લાગ્યો૩૭

देवालयाः श्रीनिलयाद्दशाकृशास्सौवर्णदंड ध्वजकुंभशोभिताः ।
चमत्कृताशेषजगत्रजा स्फुरच्चित्रैर्विचित्रैर्वरशिल्पिकल्पितैः ॥ ३८ ॥
जैनेंद्रबिंबैः सहिता महोछ्रितास्तुंगैश्च शृंगैः सुभगंमविष्णवः ।
रथाधिरूढा दृढबंधबंधुराः पथि प्रचेलुस्त्रिदशा चलाञ्चलाः ॥३९॥

॥ युग्मम् ॥

ભાવાર્થ—તેની સાથે રથ ઉપર ચડાવેલા અને દૃઢ બંધનથી બાંધેલા એવા દેવાલયો મેરૂ પર્વત જેવા માર્ગે ચાલવા લાગ્યા. જે લક્ષ્મીના સ્થાન રૂપ હતા. સુવર્ણના ધ્વજદંડ અને કલશોથી શોભતા હતા, ઉત્તમ કારીગરોએ બનાવેલા આશ્ચર્ય કરનારા વિચિત્ર ચિત્રોથી ત્રણે જગતને ચમત્કાર કરતા હતા. શ્રી જૈન બિંબોથી યુકત હતા અને મોટા ઉંચા શિખરોથી ઘણાં ઉન્નત અને સુંદર દેખાતા હતા ૩૮–૩૯

तत्पृष्ठतः शिष्टगरिष्ठशेखर खरांशुभास्वत्द्युतिसंततिस्ततः ।
पुराच्चचाल चलकंदरावलीर्वाद्यैः प्रकुर्वन् प्रतिशब्दमंडिताः ॥४०॥

ભાવાર્થ—તે દેવાલયની પછવાડે તીક્ષ્ણ કીરણવાળા, સૂર્યના જેવી કાંતિવાળો અને વાજિંત્રોથી પર્વતોની ગુહાઓને પ્રતિધ્વનિથી મંડિત કરતો તે સર્વોત્તમ પુરૂષોમાં મુગટ રૂપ ગુણરાજ શ્રેષ્ટી પુરમાંથી નીકળ્યો ॥ ૪૦ ॥

श्रीश्रीकरी शोभितपृष्ठयो लसत्सुखासनक्ष्मापतिवाहनस्थिताः ।
साम्यं दधाना निबिडं बिडौजसो महेभ्यराजास्तदनुप्रतस्थिरे ॥४१॥

ભાવાર્થ—તેની પછવાડે જેઓના પૃષ્ટભાગ છડીદારોથી સુશોભિત છે અને ઉત્તમ સુખાસન અને રાજવાહનમાં બેઠેલા મહાન ધનાઢયો ઈંદ્રની તુલનાને ધારણ કરતા ચાલતા હતા ॥ ૪૧ ॥

तरंगरंगत्तुरगांघ्रिसत्खुरैः खरैश्चलत्स्यंदनचक्रमंडलै ।
भृशं समुत्खातमिलारजोऽभित. प्राच्छादयत्त.पर्नाबिमंबरे ॥४२॥

ભાવાર્થ—તરંગની પેઠે ઉછળતા અશ્વોના ચરણની તીક્ષ્ણ ખરીઓથી અને ચાલતા રથોના ચક્રમંડલથી અત્યંત ઉખડીને ઉડતું પૃથ્વીનું રજ આકાશમાં સૂર્યના બિંબને આચ્છાદન કરતું હતું ।૪૨।

तदाभुजप्रोत्कटसद्भटावली हक्कानिनादैर्हयराजिहेषितैः ।
भेरीनफेरीस्वरनायिकास्वरैः शृगालवत्कालकलिर्ननाश सः ॥४३॥

ભાવાર્થ—તે વખતે ભુજાથી ઉગ્ર એવા સુભટોની શ્રેણીના હાકોટાના નાદથી, અશ્વોની શ્રેણીના હેષારવથી અને ભેરી તથા ફેરીના સ્વર સાથે નાયકાઓના ધ્વનીઓથી કલિકાલ તો શૃગાલની પેઠે નાશી ગયો ॥ ૪૩ ॥

श्रीसंघसत्कैः शकटैर्भरोत्कटैर्निपीडितो मूर्ध्नि सशेषपन्नग ।
कष्टेन पातालतले स्थितस्तदा कुलाचलाश्चेलुरलं च भारिता. ४४

ભાવાર્થ—તે સમયે શ્રી સંઘ સંબંધી ભારવાળા શકટોથી મુસ્તકપર દબાયેલો શેષનાથ પાતાલમાં કષ્ટથી રહેવા લાગ્યો અને પરિ-

પૂર્ણ રીતે ભારાક્રાંત થયેલા કુલપર્વતો ચલાયમાન થવા લાગ્યા ૧૪૪।

सुखासनस्यंदनराजवाहन श्रीवाहिनीनां वरवाजिनां नृणाम् ।
कश्चिद्विपश्चिद्गुणराजसंघराट् संघेन संख्यामकरोन्नरोत्तम. ॥ ४५ ॥

ભાવાર્થ—કોઈ વિદ્વાન ઉત્તમનર શ્રી ગુણરાજના સંઘ વડે કરીને સુખાસનો, રથો, રાજ વાહનો, સેનાઓ, ઉત્તમ અશ્વો અને મનુષ્યોની સંખ્યાને કરી શકતો હતો ॥ ૪૫ ॥

श्रीमन्महीराजगजो गजोद्भुर कालूश्च बालाह्वय ईश्वर इती ।
श्रीवाचसूनोस्तनया नयान्विता पंचेषुरूपाधिकरूपसंपद ॥ ४६ ॥
पंचाप्यमी पंचमुखाभविक्रमाः क्रमाब्जनम्रक्षितिपा भयान्विता. ।
पश्चात्पुरस्ताच्च सृजंति यत्नतः श्रीसंघरक्षां पथि सत्पथस्थिता
॥ ४७ ॥ युग्मम् ॥

ભાવાર્થ—શ્રીમાન્ મહીરાજ ગજના જેવો પરાક્રમી ગજ કાલૂ બાળ અને ઈશ્વર એ પાંચ શ્રી વાચસૂનુના પુત્ર હતા. નીતિવાળા, રૂપ સંપત્તિમાં કામદેવથી પણ અધિક, સિંહના જેવા પરાક્રમી, જેમના ચરણકમળમા રાજાઓ નમે છે તેવા સન્માર્ગે ચાલનારા તે પાંચ પુત્રો સુભટોને સાથે લઈ માર્ગમા આગળ પાછળ યત્નથી સંઘની રક્ષા કરતા હતા ॥ ૪૬–૪૭ ॥

पुरे पुरे श्रीमलिकाख्य राणका सोपायना संमुखमागताः समे ।
चक्रु प्रणामं गुणराजनामभृत्संघेशितुर्भूतललग्नमौलय ॥ ४८ ॥

ભાવાર્થ—નગરે નગર શ્રી મલિક વંશના સુબાઓ અને રાણાઓ સર્વે ભેટ લઈ સામા આવી પૃથ્વી ઉપર મુગટ નમાવી શ્રી ગુણરાજ સંઘપતિને પ્રણામ કરતા હતા ॥ ૪૮ ॥

किं संप्रतिर्भूपतिरेष शासनं विभासयन् जैनमखंडशासन ।
कुमारपाल किमु निर्मितास्तिजन्मावनं पावनपुण्यभावन ॥ ४९ ॥
किं वस्तुपालोऽत्र मनोरथान् पूरयन् कृतार्थयन्नर्थिजनस्य शासयन् ।
इत्थं सृजन्नूहसमूहमंगिनां धंधूकके संघपति समागमत् ॥ ५० ॥

ભાવાર્થ—"જૈન શાસનને પ્રકાશિત કરનાર અખંડ શાસનવાળો શું આ સંપ્રતિરાજા છે? અપરિમિત પ્રભાવના કરનાર પવિત્ર અને પુણ્ય ભાવનાવાળો શું આ કુમારપાળ રાજા છે? યાચકોના મોટા મનોરથોને કૃતાર્થ કરનાર શું આ ઉત્તમ બુદ્ધિવાળો વસ્તુપાલ છે?" આ પ્રમાણે લોકોને અનેક તર્કો કરાવતો તે સંઘપતિ ધંધુકા ગામમાં આવ્યો ॥ ૪૯–૫૦ ॥

समाययौ सन्मुखमिंदुसन्मुख. संघस्तदीयस्त्वनघः स्फुरन्महै ।
निरीक्ष्य देवालयपद्धती. कृतो चमत्कृतोऽभूदपि च प्रभूप्रुतत् ॥५१॥

ભાવાર્થ—ચંદ્ર જેવા સુંદર મુખવાળો તે ગામનો નિર્દોષ સંઘ સન્મુખ આવ્યો. કૃતાર્થ થયેલો તે સંઘ સ્ફુરણાયમાન તેજવડે તેના દેવાલયોની શ્રેણીઓને જોઈ ચમત્કાર પામી ગયો અને અત્યંત હર્ષ પામ્યો. ॥ ૫૧ ॥

तं स्वागतप्रश्नगरिष्ठविष्टरोपवेशनाहि व्रततिच्छदार्पणै ।
आवर्जयामास समांसलादरो दरोज्झित श्रीगुणराजलक्ष्मणः ॥५२॥

ભાવાર્થ—ઘણા આદરવાળા અને નિર્ભય એવા તે સંઘે શ્રી ગુણરાજ સાધુના સંઘને સાગતના પ્રશ્નો પુછવાથી મોટા આસનો પર બેસારવાથી અને તાંબૂલપત્રને અર્પણ કરવાથી વશ કરી દીધો ॥ ૫૨ ॥

संघाधिपोऽस्मिन्नगरे गरीयसि स्थितास्थितप्रोज्झितविश्वकल्मष. ।
सघाधिपान् पंक्तिसितान् महीधरान् धराप्रकृष्टान् सगुणानतिष्ठ नत् ५३

ભાવાર્થ—આ મોટા નગરમાં સર્વ પાપને દૂર કરનારો તે સંઘ સ્થિર રહ્યા અને પૃથ્વીમાં ઉત્કૃષ્ટ એવા ગુણવાન્ રાજા રૂપ દશ સંઘ પતિઓને સ્થાપિત કર્યા ॥ ૫૩ ॥

भाले च तेषां तिलका. प्रचक्रिरे श्रीसोमयुक्सुंदरसूरिसत्तमैः ।
शस्तस्वहस्तेन तदुद्धर्यैर्नवैस्तोजोभरैस्ते सुतरां दिदीपिरे ॥ ५४ ॥

ભાવાર્થ—શ્રી સોમસુંદર સૂરિએ પોતાના ઉત્તમ હસ્તથી તે-

ઓના લલાટમાં તિલકો કર્યા અને તેથી ઉત્પન્ન થતા નવીન તેજના સમૂહથી તેઓ અત્યંત દીપવા લાગ્યા ॥ ૫૪ ॥

संप्रीणितप्राणिगणा वसुंधरापराद्भुतव्रातविधानहेतवः ।
श्रीसंघपूजादिमहामहास्तदा कुंदावदाताः किल तैर्वितेनिरे ॥५५॥

ભાવાર્થ—જેઓમાં પ્રાણીઓના સમૂહ પ્રસન્ન થાય છે અને જેઓ પૃથ્વીના ઉત્કૃષ્ટ આશ્ચર્યોના સમૂહને આચર્વામાં કારણ રૂપ છે એવા ડોલરના પુષ્પ જેવા સંઘપૂજા વગેરે મહોત્સવો તેઓએ વિસ્તારથી કર્યા ॥ ૫૫ ॥

तस्मात्पुरात्स्वर्गपुरात्परर्द्धिभिः स प्रस्थितो दुःखितलोकशोकहृत् ।
पुर्यां वलभ्यां स जगाम गामलं प्रताडयन्नश्वखुरैः खरांशुभाः ॥ ५६ ॥

ભાવાર્થ—ઉત્કૃષ્ટ સમૃદ્ધિઓથી સ્વર્ગ જેવા તે નગરથી દુખી લોકોના શોકને હરનારા તે શ્રેષ્ઠી આગળ ચાલ્યા. સૂર્યના જેવી કાંતિવાળા તે સંઘપતિ અશ્વની ખરીઓથી પૃથ્વીને પૂર્ણ રીતે તાડન કરતા વલ્લભીપુરમાં આવ્યા ॥ ૫૬ ॥

तत्रार्हतां शौर्यहतांतरद्विषां चैत्येषु दैन्यारिमहामहेभ्यराट् ।
महाध्वजादानपुरस्सरान् परान् स्नात्रोत्सवानुमुज्जनकानकारयत् ५७

ભાવાર્થ—તે નગરમાં દીનતાના શત્રુ તે મહાન્ શ્રેષ્ટિરાજે પોતાના શોર્યથી જેઓએ આંતર શત્રુ—કામ ક્રોધાદિને હણી નાંખ્યા છે તેવા અર્હંતના ચૈત્યોમાં મોટા ધ્વજના દાન પૂર્વક હર્ષને ઉત્પન્ન કરે તેવા ઉત્કૃષ્ટ સ્નાત્રોત્સવ કરાવ્યા ॥ ૫૭ ॥

जिनक्रमद्वंद्वमयं स्मरन्क्रमात् शत्रुंजयस्फारगिरेरुपत्यकाम् ।
श्रीपादलिप्तपुरमहसां मलैरलिप्तमाप्तैश्च पवित्रितं ययौ ॥ ५८ ॥

ભાવાર્થ—શ્રી જિન ભગવંતના ચરણ યુગને સ્મરણ કરતો તે સંઘપતિ અનુક્રમે શત્રુંજય ગિરિની તલેટીમાં રહેલા, પાપના મળથી અલિપ્ત એવા પાદલિપ્ત (પાલીતાણા) નામના પવિત્ર નગરમાં આવ્યા.

दृष्टाद्रिराजं गुणराजसंघराट् जहर्ष दानैश्च ववर्ष मेघवत् ।
श्री धर्मभारं दधतां सतांयतः प्रदेशनस्यैव भवेत् प्रधानता ॥५९॥

ભાવાર્થ—સંઘપતિ ગુણરાજ શ્રી ગિરિરાજને જોઈ હર્ષ પામ્યો અને મેઘની પેઠે દાનોની વૃષ્ટિ કરવા લાગ્યો. કારણ કે, શ્રી ધર્મ-જૈન ધર્મના ભારને ધારણ કરનારા સત્પુરૂષોની આગળ પ્રદેશનુંજ પ્રાધાન્ય હોય છે ॥ ૫૯ ॥

संघोप्यघच्छेदन कर्मकृन्महा महासरः श्रीललनासरस्तटे ।
अनुत्तरश्रीस्तरसोत्ततार सच्चमूसमूहश्रमदानदीक्षित. ॥ ६० ॥

ભાવાર્થ—જેનું તેજ પાપને છેદન કરનારૂં છે અને જેની અનુત્તર શોભા છે એવો તે સંઘ સત્પુરૂષોની સેનાના શ્રમને આપવામાં દીક્ષિત થઇ વેગથી શત્રુંજયી નદીના તટ ઉપર ઉતર્યો ॥ ૬૦ ॥

श्रीपादलिप्तांतरजैनसद्मसु स्नात्रोत्सवश्रीध्वजदानविस्तरं ।
कृत्वा स तत्वार्थविदां चिभोत्तमः समारुरोहाद्रिपतिं शनै शनैः ६१

ભાવાર્થ—તત્વાર્થવેત્તાઓને તુલ્ય એવો તે સંઘપતિ શ્રી પાદલિપ્ત નગરીની અંદર આવેલા જૈનાલયોમાં સ્નાત્રોત્સવ અને ધ્વજાઓના દાનનો વિસ્તાર કરી હળવે હળવે ગિરરાજ ઉપર ચડવા લાગ્યો ૬૧

पदे पदे नाट्यविधिं विधापयन् विस्मापयन् विश्वजनं सदानत. ।
युगादिनेतुर्जननीं स्मितानतो नमस्करोति स्म गतस्मयो मुदा ६२

ભાવાર્થ—હમેશાં નમ્ર થઇ સ્થાને સ્થાને નાટયવિધિ કરાવતો અને સર્વજનને વિસ્મય પમાડતો તે સંઘપતિ યુગાદિ નાયકની માતાને હર્ષિત મુખે ગર્વવિનાનો થઈ નમસ્કાર કરવા લાગ્યો. ॥ ૬૨ ॥

चैत्येषु हृच्छैत्यकरेषु सन्मना नमञ्जिनान् निर्दूषिनान् स संघयुक् ।
भकांतरायप्रकर प्रमर्दिनं कपर्दिनं यक्षपतिं ननाम च ॥ ६३ ॥

ભાવાર્થ—ઉત્તમ હૃદયવાળો તે સંઘપતિ સંઘની સાથે હૃદયને શીતલતા કરે તેવા ચૈત્યોમાં નિર્દોષ જિનેશ્વરોને નમતો થતો ભક્તોના અંતરાયના સમૂહને નાશ કરનારા કપર્દી યક્ષને નમતો હવો. ૬૩

स्वर्गाधिरोहादिमचैत्यमंडलीमाखंडलः सघनृणां क्रमान्नमन् ।
मुदा ववंदे जिनमादिमेप्रभुं प्रभूतसद्भूतभवार्त्तिकर्त्तनम् ॥ ६४ ॥

ભાવાર્થ—તે સંઘના લોકોનો ચક્રવર્ત્તી સ્વર્ગ સુધી ઉંચી આદિનાથ પ્રભુની ચૈત્ય મંડળીને નમતો નમતો અનુક્રમે ઘણી સદ્રૂપ એવી સાંસારિક પીડાને નાશ કરનારા શ્રી આદિનાથ પ્રભુને હર્ષથી તેણે વંદના કરી ॥ ૬૪ ॥

राजादनीं पुण्यपरंपरावनीकादंबिनी विश्वजनस्य पावनीम् ।
वर्द्धापयामास स संघपोऽपुलैर्मुक्ताफलैर्मुक्तिफलाभिलाषुकः ॥६५॥

ભાવાર્થ—મુક્તિફળના અભિલાષી એવા સંઘપતિએ પુણ્યની પરંપરા રૂપ પૃથ્વીમાં મેઘમાળા જેવી, અને વિશ્વજનને પવિત્ર કરનારી એવી રાયણને મોટા વિશાળ મુક્તાફળોથી વધાવી લીધી ॥ ૬૫ ॥

निर्माय निर्माघममास्थिताघदुर्दैत्यः सचैत्पात् परिपाटिकां मुदा ।
ययौ पुनर्मुख्ययुगादिमंदिरे श्रितेंदिरे संघजनै. समैः समं ॥ ६६ ॥

ભાવાર્થ—જેની સાથે પાપ રૂપી દુષ્ટ દૈત્ય રહ્યો નથી એવા તે સંઘપતિએ નિષ્કપટપણે હર્ષ વડે ચૈત્ય થકી પરિપાટિકા કરી, જેમાં લક્ષ્મીએ આશ્રય કર્યો છે એવા શ્રી મુખ્ય યુગાદિ મંદિરમાં સર્વ સંઘ લોકોની સાથે પ્રવેશ કર્યો ॥ ૬૬ ॥

तत्रातिमात्रं गुणराजसज्जन. सन्मज्जनस्योत्सवमातनोसतः ।
आरात्रिकं मंगलदीपकं व्यधाद्दीप्रद्युतिद्योतितदिग्वधूमुखम् ॥ ६७ ॥

ભાવાર્થ—તે પછી ગુણરાજ સજ્જને ત્યાં અત્યંત રીતે સ્નાત્રનો ઉત્સવ કર્યો અને પ્રકાશિત કાંતિથી દિશારૂપી સ્રીઓના મુખને પ્રદીપ્ત કરનાર મંગલ દીપક રૂપ આરાત્રિક ( આરતી ) ઉતારી. ॥ ૬૭ ॥

सिद्धाचलस्योपरिपर्यपूरि सन्मनोरथश्रेणिरिलार्थिनां तदा ।
कृत्यं च संघाधिपतेर्विनिर्ममे स्वनिर्ममेशस्य गिरामुनाखिलं ॥६८॥

ભાવાર્થ—તે સમયે સિદ્ધાચલની ઉપર ગુણરાજે પૃથ્વીના યા-

ચકોની ઉત્તમ મનોરથોની શ્રેણી પરિપૂર્ણ કરી અને પોતાના ગુરૂની વાણીથી સંઘપતિને કરવાનું તમામ કાર્ય કર્યું ॥ ૬૮ ॥

त्वत्पादसेवासुरवल्लरीव मे पिपर्त्तु चित्ताभिमतं भवे भवे ।
उदीरयित्वेति विभो· पुर· कृती प्रोत्तोर्णवांस्तीर्णभवार्णवोगिरेः ६९

ભાવાર્થ—કૃતાર્થ એવો સજ્જન ગુણરાજ પ્રભુની આગળ "હે નાથ, તમારા ચરણની સેવા જાણે કલ્પલતા હોય તેમ ભવોભવ મારા વાંછિતને પુર્યા કરો." આ પ્રમાણે કહી તે સિદ્ધાચળ ઉપરથી ઉતર્યો અને સંસાર સાગરને પણ ઉતરી ગયો ॥ ૬૯ ॥

अंतंसुराष्ट्रं सुरथोष्ट्रवाजिभि सुखासनैश्चाप्यवनीमतिक्रमन् ।
क्रमात्ससंघो मधुमत्यभिख्यया ख्यातां पुरीस्वर्गपुरीमिवापस ७०

ભાવાર્થ—પછી સોરાષ્ટ્ર દેશમાં સારા રથો ઊંટો, અશ્વો અને સુખાસનોથી પૃથ્વીને ઉલ્લંઘન કરતો તે સંઘ અનુક્રમે જાણે સ્વર્ગપુરી હોય તેવી મધુમતી ( મહુવા ) નામની નગરીમા આવ્યો ॥ ૭૦ ॥

ससंघराजोगुणराजिराजितो विज्ञतिमेतामकरादूगुरोः पुरः ।
अस्मिन् पुरे सुरिपदप्रदानतो ऽधुनापवित्रीकुरु मे घनं घनं ॥७१॥

ભાવાર્થ—ગુણોની શ્રેણીથી વિરાજિત એવા તે સંઘરાજાએ ગુરૂની આગળ આવી વિજ્ઞપ્તિ કરી કે, હે વિભુ, આ નગરમાં સૂરિપદના આપવાના કાર્યથી મારા ઘણા ધનને હમણાંજ પવિત્ર કરો ॥ ૭૧ ॥

सुधाकिरं तस्यगिरं तपागुरुस्तत प्रपेदे सपदि प्रसन्नहृत् ।
प्रारेभिरे तेन महोत्सवा नवा कर्तुं च हर्तुं भवसंभवं रज· ॥७२॥

ભાવાર્થ—તત્કાલ તપાગુરૂએ હૃદય પ્રસન્ન કરી તેની અમૃત ઝરતી વાણીને સ્વીકારી અને સંસાર જનિતરજને હરવા નવીન મહોત્સવો કરવાનો આરંભ કર્યો ॥ ૭૨ ॥

नृत्यंवितेने पुरकामिनीजनैर्दृष्टयोर्गरिष्ठासमसौख्यदायकम् ।
गानं समानं वरगायनोत्करैः श्रोतृव्रजश्रोत्रपुटामृतोपमम् ॥ ७३ ॥

ભાવાર્થ—નગરની સ્ત્રીઓએ દૃષ્ટિને મોટું અતુલ્ય સુખ આપનારૂં નૃત્ય કરવા માંડયું, અને ઉત્તમ ગાયકોએ શ્રોતાઓના સમૂહને શ્રવણમાં અમૃત સમાન એવું માન સહિત ગાયન ગાવા માંડયું ।૭૩।

काव्यानि पेठुः कवयोवयोनवं श्रिता नताः स्वस्तिरवं च मागधाः ।
दत्तान्युदात्तान्युरुकामिनीगणैर्लसद्गुणौघै धवलानितान्यलम् ॥७४॥

ભાવાર્થ—યુવાન કવિઓ કાવ્ય પઠવા લાગ્યા, ચારણ ભાટો સ્વસ્તિ શબ્દો ઉચ્ચારવા લાગ્યા ગુણોના સમૂહથી વિલસતી કામિનીઓના સમૂહે ઉંચી જાતના ધવલ મંગળો આપવા માંડયા. ॥ ૭૪ ॥

दुर्वर्णसद्वर्णसुवर्णचीवरैस्तुरगमैः सद्हृदयंगमैर्मयैः ।
दानं बभूवार्थिषुमानसंयुत संघाधिनेतु परिषन्नृणां पुनः ॥ ७५ ॥

ભાવાર્થ—તે સંઘપતિએ કરેલું રૂપેરી, રંગીન અને કશબી વસ્ત્રોનું, હૃદયને ગમે તેવા અશ્વો તથા ઉંટોનું દાન યાચકોને માન સાથે થતું હતું અને પોતાની પરિષદાના માણસોને પણ માનપૂર્વક દાન થતું હતું ॥ ૭૫ ॥

गच्छाधिपः श्रीजिनसुंदराभिधं प्रातिष्ठपत्सूरिपदे प्रवाचकम् ।
संघान्विताः श्रीगुरुवश्च तेन ते दिव्यांबरौघैः परिधापितामुदा ७६

ભાવાર્થ—ગચ્છપતિએ શ્રી જિનસુંદર વાચકને સૂરિપદમાં સ્થાપિત કર્યા અને તે ગુરૂને અને સંઘને હર્ષથી દિવ્ય વસ્ત્રોના સમૂહના પોશાક પહેરાવ્યા ॥ ૭૬ ॥

अतुच्छवात्सल्यविधिं व्यधात्सुधः साधर्मिकाणां च नृणांगुणांचितः ।
प्रस्थानमग्रे सुदिने च भासुरे सुरेश्वरस्पर्द्धिमहर्द्धिवंधुरः ॥ ७७ ॥

ભાવાર્થ—તે વિદ્વાન્ અને ગુણ પુજિત એવા સંઘપતિએ સાધર્મિક બંધુઓનું મોટું વાત્સલ્ય કર્યું અને ઇંદ્રની સ્પર્ધા કરે તેવી સમૃદ્ધિથી ઉન્નત થઇ પ્રકાશિત એવા શુભ દિવસે આગળ ચાલવાને પ્રસ્થાનું કર્યું ॥ ૭૭

सदैवदेशेविचरन्नगात्क्रमात् चिरंतनं श्रीयुत देवपत्तनं ।
पयोधिना साकमिहाधिनाशनो जगर्जचात्युर्जितदानजैर्गुणैः ॥७८॥

ભાવાર્થ—હમેશાં તે દેશમાં ફરતો ફરતો સંઘપતિ અનુક્રમે પ્રાચીન એવા શ્રી દેવપુર નગરમાં આવ્યો તે નગરમાં અતિ પ્રૌઢ એવા દાન કરવાથી ઉત્પન્ન થયેલા ગુણોવડે તે માનસિક પીડાને દૂર કરનાર સંઘપતિ સમુદ્રની સાથે ગાજી રહ્યો ॥ ૭૮ ॥

श्रीमंगलाद्येसपुर हन्तोर्वराविपल्लवं श्रीनवपल्लवं जिनम् ।
प्रणम्य सम्यक् प्रययौ प्रहृष्टहृत् श्री जीर्णदुर्गं रिपुसैन्यदुर्गमं ॥७९॥

ભાવાર્થ—ત્યાંથી તે સંઘપતિ મંગલપુરમાં આવી ત્યાં પૃથ્વીની વિપત્તિઓને હણનારા શ્રી નવ પલ્લવ પ્રભુ તે સમ્યક્‌પ્રકારે પ્રણામ કરી હૃદયમાં હર્ષ પામી શત્રુઓના સૈન્યને દુર્ગ રૂપ એવા શ્રી જીર્ણ દુર્ગ ( જુનાગઢ ) નગરમાં આવ્યો ॥ ૭૯ ॥

तस्येश्वर. सैन्यभरै. समन्वित. समाययौ संमुखमस्तदुर्मुखः ।
उत्तीर्य वाहात्परिषस्वजे भुजद्वयेन चासौ गुणराजसाधुना ॥८०॥

ભાવાર્થ—દુષ્ટ મુખવાળાને દૂર કરનાર તે નગરનો ધણી સૈન્ય સહિત સામો આવ્યો. ગુણરાજ સજ્જને વાહન ઉપરથી ઉતરી બે ભુજાવડે તેને આલિંગન કર્યું ॥ ૮૦ ॥

देवालयान् स्त्रीश्चमरालि धारिणीरूपश्रिया स्वर्वनितौघहारिणीः ।
तदानुभूता वितता महीभृता प्रत्यक्षतः स्वर्गरमासमाऽसमाः ॥८१॥

ભાવાર્થ—દેવાલયોને અને રૂપની લક્ષ્મીથી સ્વર્ગની સ્ત્રીઓના સમૂહને હરનારી એવી ચામર શ્રેણી ધરનારી સ્ત્રીઓને જોઇ તે રાજાએ પ્રત્યક્ષ રીતે સ્વર્ગની શોભા અનુભવ કરી. ॥ ૮૧ ॥

अप्रतारलावलिमंडितामितोर्मिकादिसत्तद्भूपवस्तुढौकनैः ।
संघाधिपो रैवतपर्वतप्रभुं तं रंजयामास स मांसलांसभृत् ॥८२॥

ભાવાર્થ—અતિ પુષ્ટ ખંધાને ધારણ કરનાર તે સંઘપતિએ ઉત્તમ

રત્નાવલીથી મંડિત એવા મુદ્રિકા વગેરે અપરિમિત ઘણી વસ્તુઓ ભેટ કરી રૈવતગિરિના રાજાને રંજિત કર્યો ॥ ૮૨ ॥

संवीज्यमानः शुचिचारुचामरैर्निविष्ट उद्यत् द्युतिराजवाहने ।
प्रवेशितः लौवपुरे महामहैर्महीभृता संघपतिर्युतोजनैः ॥ ८३ ॥

ભાવાર્થ—ઉજ્વલ એવા સુંદર ચામરોથી વીંજાતો અને કાંતિમાન રાજવાહન ઉપર બેઠેલો સંઘપતિ સંઘાળુ લોકો સહિત ત્યાંના મહારાજાએ મોટા ઉત્સવ સાથે સ્વનગરમાં પ્રવેશ કરાવ્યો ॥ ૮૩ ॥

पुरांतरस्थेष्वखिलेषु कल्पहृच्छैत्येषु चैत्येषु नमस्कृतिं व्यधात् ।
महाध्वजादानपुर सरान्परान् महोत्सवांश्चानघसंघवासव. ॥ ८४ ॥

ભાવાર્થ—પછી નિર્દોષ એવા સંઘપતિએ હૃદયને શીતલતા કરનારા નગરના સર્વ ચૈત્યોને નમસ્કાર કર્યા અને મોટી ધ્વજાઓના દાન પૂર્વક બીજા મહાન ઉત્સવો કરાવ્યા ॥ ૮૪ ॥

श्रीनेमितीर्थेशनिनंसया जनैः सार्कं स कंसद्विपदिद्धसत्वभृत् ।
अभ्यारुरोहोद्गिरिं प्रहर्षवान् वर्षन् घृतोत्कर्षसमानदानताम् ॥८५॥

ભાવાર્થ—વાસુદેવ જેવા સત્વને ધારણ કરનાર તે સંઘપતિ શ્રી નેમિ તીર્થંકરને નમવાની ઈચ્છાથી ઉત્કર્ષવાળા અને સન્માન સહિત એવા દાનોની વૃષ્ટિ કરતો હર્ષપૂર્વક લોકોની સાથે શ્રી રૈવતગિરિ ઉપર આરૂઢ થયો ॥ ૮૫ ॥

स देवलोकं किल पर्यधापयत् दुकूलचारैः प्रवरैश्च भूषणैः ।
चैत्यप्रतोलीं तुलितद्युसत् द्रुमो वर्धापयामास नवैरसोद्भवैः ॥८६॥

ભાવાર્થ—ઉત્તમ રેશમી વસ્ત્રોથી અને ઉંચી જાતના આભૂષણોથી સંઘપતિએ દેવતાઓને પહેરામણી કરી અને કલ્પવૃક્ષની તુલના કરનારા તે સંઘેશ્વરે નવીન રસથી જમાવી ચૈત્યની પ્રથમ દોઢીને વધાવી લીધી ॥ ૮૬ ॥

स ढौकयित्वा विलसत्फलावलीर्विलोयसा भावभरेण नुन्नहृत् ।
अधौतपादः परमुग्रसंपदामानर्च पुष्पैः प्रभुनेमिनं जिनम् ॥ ८७ ॥

ભાવાર્થ—તે સંઘપતિ ઉમત્ત ફૂળોની શ્રેણીની ભેટ ધરી બલવાન એવા ભાવના ભાર વડે હૃદય પ્રેરાઈ જવાથી પગ ધોયા વગર ઉગ્રસંપત્તિઓનું સ્થાનરૂપ એવા શ્રી નેમિ પ્રભુની પુષ્પોથી (તેણે) પૂજા કરી ॥ ૮૭ ॥

जिनौकसां ध्वस्तमहांहसां नमस्कुर्वन्नखर्वप्रमदो जिनोत्तमान् ।
अंबां त्रिलोकस्य सुरीमथांबिकामपूजयद् भूषणभूषितां गुणी ॥८८॥

ભાવાર્થ—મોટા પાપને નાશ કરનારા ચૈત્યોના જિનેશ્વરોને ઘણા હર્ષથી નમસ્કાર કરતા તે ગુણવાન સંઘપતિએ આભૂષણોથી સુશોભિત એવા ત્રણ લોકની માતા અંબિકાદેવીની પૂજા કરી ॥ ૮૮ ॥

गर्जत्ढोल्लहुरंगमर्द्दलमहाभेरीनफेरीस्वनं
नृत्यन्नर्त्तकनर्त्तकीप्रकटितप्रोद्यत्कलाभि कलम् ।
प्रासादे नयनप्रसादजनके श्रीनेमिनः स्वामिन
स्नात्रं चित्रमसूत्रयत् त्रिजगतीस्तुत्य. स संघाधिपः ॥ ८९ ॥

ભાવાર્થ—ત્રણ જગતને સ્તુતિ કરવા યોગ્ય એવા સંઘપતિએ નેત્રને પ્રસન્ન કરનારા તે પ્રાસાદમાં શ્રી નેમિનાથ પ્રભુને આશ્ચર્યકારી સ્નાત્ર રચાવ્યું. જે સ્નાત્રમાં ગાજતાં ઢોલ, ભુરંગ, માદલ, મોટાભેરી અને ફેરી વગેરે વાજિંત્રોનો નાદ થતો હતો; અને નૃત્ય કરતા નર્તક અને નર્તકીઓએ પ્રગટ કરેલી સુંદર કળાઓથી જે મધુર લાગતું હતું ॥ ૮૯ ॥

एषो ऽखर्वसुपर्वपर्वतसमान् स्वर्णस्वराशीन् कृता-
त्युच्चैर्नादमदापयच्छुचिरुचि क्ष्मावर्त्तिनामर्थिनाम् ।
चित्ते ते मुदिता सदोदिततमैश्वर्येण वर्या व्यधु.
कीर्त्तिस्फूर्तिमनास्य स्मरतनोः श्रीयाचसूनो परां ॥९०।

ભાવાર્થ—ઉજ્વળ કાંતિવાળો આ સંઘપતિ મોટા મેરૂ પર્વત જેવા સુવર્ણના રાશિઓને અતિ ઉંચો નાદ કરી પૃથ્વીના યાચકોને

અપાવતા હતા એથી ચિત્તમાં હર્ષ પામેલા તે યાચકો પીડા રહિત અને હમેશાં ઉદિત ઐશ્વર્ય વડે શ્રેષ્ઠ થઇ તે કામદેવ જેવા સ્વરૂપવાન શ્રી યાચના પુત્ર ગુજરાજ શ્રેષ્ઠીની ઉત્કૃષ્ટ કીર્તિને સ્ફુરણાયમાન કરતા હતા ॥ ૯૦ ॥

स्थित्वा भूरिदिनानि दानिषु गुरुर्विस्तार्य दानैर्यशः
श्रीनेमिं प्रणिपत्य रैवतगिरेरुत्तीर्णवान् स्वर्णरुक् ।
संघार्चां रुचिरां गुरोर्गुणगुरोः साधर्मिकाणां परं
वात्सल्यं व्यतनोच्च जीर्णनगरे संघाधिपश्चित्रकृत् ॥ ९१ ॥

ભાવાર્થ—દાનીઓમાં ઉત્તમ અને સુવર્ણ જેવી કાંતિવાળો તે સંઘપતિ ઘણા દિવસો રહી દાન આપી યશને વિસ્તારી શ્રી નેમિપ્રભુને પ્રણામ કરી રૈવતગિરિ ઉપરથી નીચે ઉતર્યો અને પછી જીર્ણ નગરમાં આવી સંઘની ઉત્તમ પૂજા કરી, ગુણોથી ગુરૂ એવા શ્રી ગુરૂની સેવા કરી આશ્ચર્યને કરનારૂં સાધર્મી બંધુઓનું વાત્સલ્ય કર્યું ॥ ૯૧ ॥

यात्रां चित्रकरीं भवार्णवतरीं तीर्थद्वये ऽर्थव्ययैः
कृत्वा श्रीगुणराजसंघसविता प्रोद्यत्करो निस्तमाः ।
क्षेमेणार्हतशासनोरुगगनं प्रोद्भासयन् भासुरः
श्रीव्रातैरमरावतीमिवपुरीं कर्णावतीमाययौ ॥ ९२ ॥

ભાવાર્થ—શ્રી ગુણરાજ રૂપી સંઘનો સૂર્ય એ બે તીર્થોમાં દ્રવ્યનો વ્યય કરી સંસાર સાગરને તરનારી આશ્ચર્યકારી યાત્રા કરી પોતાના કીરણોને ફેલાવી અંધકારને દૂર કરી અને સંપત્તિઓના સમૂહથી પ્રકાશમાન થઇ અર્હંત્ શાસન રૂપી વિશાળ આકાશને પ્રકાશિત કરતો ક્ષેમ કુશળપણે અમરાવતી જેવી કર્ણાવતી નગરીમાં આવ્યો. ૯૨

इति श्रीयुगप्रधानावतारपरमगुरुपूज्यश्रीसोमसुंदरसूरिसौभाग्यादिगुणव्यावर्णने सोमसौभाग्यनाम्नि काव्ये श्रीभुवनसुंदरसूरिपदस्थापनासंघपतिश्रीगुणराजसंघयात्राविस्तरव्यावर्णनो नामाष्टम सर्गः ८

## ॥ नवमः सर्गः ॥

उर्वी गुर्वी चरणे सुकृताचरणैश्च सौवमात्मानम् ।
सुतरां पवित्रयंतः श्रिताश्नयंत शुभे मार्गे ॥ १ ॥
श्रीयुगसत्तमकमलाकमलाक्षीकंठपीठहारसमाः ।
सौभाग्यभाग्यमुख्यात्नणुगुणमणिरोहणप्रतिमा. ॥ २ ॥
श्रीसोमसुंदराव्हा. सूरींद्राश्चंद्रसांद्रकीर्त्तिजुषः ।
देवकुलपाटके श्रीपुरे महेनायगुर्महता ॥३॥ (त्रिभिर्विशेषकम्)

ભાવાર્થ—વિહાર કરવાથી મોટી પૃથ્વીને, સુકૃતોના આચરણથી પોતાના આત્માને નિત્ય પવિત્ર કરતા, પોતાના આશ્રિતોને શુભ માર્ગમાં દોરી જતા, શ્રીયુગ પ્રધાન પુરૂષોની લક્ષ્મી રૂપી સ્ત્રીના કંઠ પીઠમાં હાર સમાન, સૌભાગ્ય તથા ભાગ્ય વગેરે મોટા ગુણ રૂપી મણિઓમાં રોહણ ગિરિને તુલ્ય એવા અને ચંદ્રના જેવી ઉજ્વલ કીર્ત્તિને સેવનારા શ્રી સોમસુંદર નામે સૂરીંદ્ર મોટા ઉત્સવથી દેવકુલ પાટક શ્રીનગરમાં પધાર્યા ॥ ૧–૨–૩ ॥

तत्रास्ति लक्षभूपप्रसादपात्रं पवित्रचित्रगुणः ।
साधुर्वीसलनामा लद्धुधामा दातृसुत्रामा ॥ ४ ॥

ભાવાર્થ—તે નગરમાં વીસલ નામે એક મહેભ્ય રહે છે, જે લાખો રાજાઓના પ્રસાદનું પાત્ર હતો. જેના પવિત્ર અને આશ્ચર્યકારી ગુણ હતા. જે ઘણો તેજસ્વી અને દાતાઓમાં ઇંદ્ર હતો ॥ ૪ ॥

खीमाईरिति विदिता दयिता वरिकर्त्ति तस्य शस्यगुणा ।
श्रीरामदेवसाधो पुत्री सुचरित्रशीलाढ्या ॥ ५ ॥

ભાવાર્થ—તે શ્રેષ્ઠીને ખીમાઇ નામે એક વખાણવા યોગ્ય ગુણવાળી પ્રિય સ્ત્રી હતી. ઉત્તમ ચરિત્ર અને શીલવાળી તે સ્ત્રી શ્રી રામદેવ નામના શાહુકારની પુત્રી થતી હતી ॥ ૫ ॥

साहणसाधोर्भगिनी भास्वत्सौभाग्यभाग्यपरिकलिता ॥
धन्या सतीषु मान्या प्रज्ञाविज्ञातजिनसमया ॥ ६ ॥

ભાવાર્થ—તે બીમાઈ સાહુણ નામના ગૃહસ્થની બેન થતી હતી. પ્રકાશમાન સૌભાગ્ય અને ભાગ્યથી યુક્ત એવી અને પોતાની બુદ્ધિથી જિન સિદ્ધાંતને જાણનારી તે સ્ત્રી સતીઓમાં ધન્ય અને માન્ય થઈ હતી ॥ ૬ ॥

तत्तनयौ श्रितविनयौ समभूतामद्भुतौजसौ भुवने ।
आद्यो धीरो धीरोचितकर्मसु कर्मठः शश्वत् ॥ ७ ॥

द्वैतीयीकश्चंपकनामा धामाभिरामतममूर्त्तिः ।
सूर्याचंद्रमसाविव कुरुतः पुण्यप्रकाशं द्वौ ॥ ८ ॥ युग्मम् ॥

ભાવાર્થ—તેને જગતમાં અદ્ભૂત પરાક્રમવાળા વિનયવાન બે પુત્રો હતા, જેઓમાં પહેલો ધીર નામે હતો, જે હંમેશાં ધીર પુરૂષોને યોગ્ય એવા કર્મમાં ચતુર હતો. બીજો ચંપક નામે હતો, જેની મૂર્ત્તિ તેજથી ઘણીજ આહ્‌લાદક હતી. તે બંને ભાઈઓ સૂર્ય ચંદ્રની પેઠે પુણ્યનો પ્રકાશ કરતા હતા ॥ ૭–૮ ॥

आबाल्यादपि जैनो ध्वस्तनिजैनो भरो नरोत्तंसः ।
श्रीवीसलो व्यजिज्ञपदिति विज्ञो विश्वविश्वगुरुम् ॥ ९ ॥
ध्येयोपाध्यायपदं सूरिपदं वा प्रदेहि देहिगुरो ॥
श्रीगुरुरुवाच वाचकपदं करिष्ये ऽधुना नान्यत् ॥१०॥ युग्मम् ॥

ભાવાર્થ—શ્રી વીસલ શ્રેષ્ઠી કે જે બાલવયથી જૈન હતો. પોતાના પાપનો ભાર જેણે નાશ કર્યો છે એવા તે નર ભૂષણ વિદ્વાન શ્રેષ્ઠીએ સર્વ વિશ્વના ગુરૂને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી. હે પ્રાણીઓના ગુરૂ, તમે ધ્યાન કરવા યોગ્ય ઉપાધ્યાય પદ અથવા તો સૂરિપદ આપો. શ્રી ગુરૂએ કહ્યું કે, હમણાં તો વાચક પદ કરીશ, બીજું નહીં ॥ ૯–૧૦ ॥

श्रीवच्छराजसूनुर्मुदितो विदितो दितोरुपापभरः ।
निच्छद्मा निजसद्मन्यमंडयन्मंडपान् परित ॥ ११ ॥

ભાવાર્થ—જેણે પોતાના મોટા પાપ ખંડિત કર્યા છે અને નિષ્કપટપણે પ્રખ્યાત છે એવા તે શ્રી વચ્છરાજના પુત્રે હર્ષ પામી પોતાને ઘેર ચારે તરફ મંડપો રચાવ્યા ॥ ૧૧ ॥

लेखाकृष्टा लेखा इवाययुः सर्वतोऽपि संघजनाः ।
श्रीवीसलेन तेषां व्यक्तीक्रियतेस्म सद्भक्तिः ॥ १२ ॥

ભાવાર્થ—લેખ મોકલી આકર્ષાયેલા સંઘાળુઓ જાણે દેવ હોય તેમ સર્વ તરફથી આવવા લાગ્યા, અને શ્રી વીસલ શ્રેષ્ઠી તેઓની ઉત્તમ ભક્તિ સ્પષ્ટ રીતે બજાવવા લાગ્યા ॥ ૧૨ ॥

गर्जति तूर्यनिनादे नृत्यति सन्नर्त्तकीजने सुभगं ।
गायति गायनवृंदे जयारवं सृजति वंदिगणे ॥ १३ ॥

प्रादायि वाचकपदं विशालराजस्य राजमानस्य ।
पांडित्येन गणेंद्रैः सांद्रप्रोन्निद्रमाहात्म्यै ॥ १४ ॥ युग्मम् ॥

ભાવાર્થ—વાજીંત્રોનો નાદ ગાજી રહ્યો હતો, નર્તકી જન સુંદર રીતે નાચી રહી હતી, ગાયકોનું વૃંદ ગાન કરી રહ્યું હતું, અને બંદિજનો જય શબ્દો કરતા હતા. તે સમયે ઘણા મહાત્મ્યને પ્રકાશ કરતા એવા ગણેંદ્રોએ પાંડિત્યથી શોભતા એવા વિશાલરાજને વાચક પદ આપ્યું ॥ ૧૩–૧૪ ॥

साधर्मिकवात्सल्यं संघार्चां विस्तरेण गणनेतुः ।
परिधापनिकां संघस्याप्यकरोद्वीसलः साधु ॥ १५ ॥

ભાવાર્થ—શ્રી વીસલ શ્રેષ્ઠીએ સાધર્મિક વાત્સલ્ય કર્યું, વિસ્તારથી સંઘ પૂજા કરી અને ગણુનાયકને તથા સંઘને પહેરામણી આપી. ॥ ૧૫ ॥

श्रीचित्रकूटनगरे नगरेद्धे नगविराजितोपांते ।
स्वर्गस्पर्द्धिनि धनिनामीशः श्रीवीसलः साधुः ॥ १६ ॥
श्रेयांसजिनविहारं हारं वसुधावधूरसि स्फारम् ।
उत्तुंगशृंगसुभगाकृतिं कृती कारयामास ॥ १७ ॥

ભાવાર્થ--સર્વ નગરોમાં વૃદ્ધિ પામેલું અને જેનો ઉપાંત ભાગ પર્વતોથી સુશોભિત છે એવા સ્વર્ગની સ્પર્ધા કરનારા શ્રી ચિત્રકુટ નગરમાં કૃતાર્થ એવા શ્રીવીસલ શ્રેષ્ટીએ પૃથ્વી રૂપી સ્ત્રીના ઉરસ્થળમાં ઉત્તમ હાર જેવો અને ઉંચા શિખરોથી સુંદર આકૃતિવાળો શ્રી શ્રેયાંસ પ્રભુનો વિહાર કરાવ્યો ॥ ૧૬-૧૭ ॥

तत्रैष च प्रतिष्ठां भुवनोत्कृष्टामकारयच्छ्रिष्टः ।
श्रीहस्तेन गुरोः श्रीहस्तेन यशःप्रशस्तेन ॥ १८ ॥

ભાવાર્થ—તેમાં ઉત્તમ એવા તે શ્રેષ્ટીએ યશથી શ્રેષ્ટ એવા શ્રી ગુરૂના ઉત્તમ હાથે જગતમાં ઉત્કૃષ્ટ એવી પ્રતિષ્ટા કરાવી ॥ ૧૮ ॥

परनारीपरिहरणे दीनोद्धरणे च पुण्यविधिकरणे ।
श्रीवीसलस्य सदृशो दृशोः पथं कोपि नायासीत् ॥१९॥

ભાવાર્થ—પરસ્ત્રીનો ત્યાગ કરવામાં, દીનજનનો ઉદ્ધાર કરવામાં અને પુણ્યના કૃત્ય કરવામાં શ્રીવીસલ શ્રેષ્ટી જેવો કોઇ જોવામાં આવ્યો નથી ॥ ૧૯ ॥

तस्मिन् स्वर्गं गतवति गुणवति पुत्रौ पवित्रचरिताढ्यौ ।
सविशेषधर्मकर्मणि बभूवतुः प्रगुणधिषणौ तौ ॥ २० ॥

ભાવાર્થ--તે ગુણવાન વીસલ શ્રેષ્ટી જ્યારે સ્વર્ગે ગયા ત્યારે તેના પવિત્ર આચરણવાળા બંને પુત્રો કર્મમાં વિશેષ બુદ્ધિવાળા થયા. ૨૦

क्षितिमाता स्वं तनयं स्नयं प्राहैकदा कनीयांस ।
दिनकरबिंबविडंबिस्फारतरं बिंबमहमेकम् ॥ २१ ॥
संस्थापयामि नव्यप्रासादे स्वे प्रतिष्ठितं कृत्वा ।
वित्तेजसि चित्ते ऽयं वरिवर्त्ति मनोरथः सुतमे ॥ २२ ॥

ભવાર્થ—એક વખતે ખીતિ માતાએ પોતાના નીતિમાન નાના પુત્રને કહ્યું કે, હે વત્સ, મારા ચૈતન્ય તેજવાળા ચિત્તમાં એવો મનોરથ છે કે, હું આ આપણાં નવીન પ્રાસાદમાં સૂર્યના બિંબ જેવા એક બિંબની પ્રતિષ્ટા કરી સ્થાપિત કરૂં ॥ ૨૧-૨૨ ॥

जननी जननीतिज्ञां पुत्रः प्रोवाच वाचया चार्व्या ।
मातर्मनोरथस्ते सफलो भविता ऽचिरेणायं ॥ २३ ॥

ભાવાર્થ—લોક નીતિને જાણનારી માતાને તે પુત્રે મધુરવાણીથી કહ્યું કે, માતા, એ તમારો મનોરથ થોડા વખતમાં સફલ થશે ॥૨૩॥

चंपककुष्यामोदस्पर्द्धियशाश्चंपकस्ततः श्रीमान् ।
सन्महनीयो महतीं फलिकामानाययत् खानेः ॥ २४ ॥

ભાવાર્થ—તે પછી જેનો યશ ચંપક પુષ્પના સુગંધની સ્પર્ધા કરે છે, અને જે સત્પુરૂષોને માનવા યોગ્ય છે એવો શ્રીમાન ચંપક કોઈ એક ખાણમાંથી મોટી શિલા લાવ્યો ॥ ૨૪ ॥

दिवसैरल्पैः शिल्पिभिरघाटि वरघाटमर्हतो बिंबं ।
त्रिनवत्यंगुलमानं गतोपमानं महीपीठे ॥ २५ ॥

ભાવાર્થ—થોડા દિવસોમાં કારીગરોની પાસે ત્રાણું અંગલના માનવાળું અને પૃથ્વીમા જેની ઉપમા નથી તેવું સારા ઘાટનું એક આર્હંત બિંબ તેણે ઘડાવ્યું ॥ ૨૫ ॥

विनिवेशितं स्वचैत्ये कायोत्सर्गस्थबिंबयुग्मयुतम् ।
दत्ता तस्य मनोरथकल्पद्रुम इत्थमाख्या च ॥ २६ ॥

ભાવાર્થ—તે આર્હંત બિંબને કાયોત્સર્ગે રહેલા બીજા બે બિંબ સાથે ચૈત્યમાં સ્થાપિત કર્યું અને તેનું 'મનોરથ કલ્પદ્રુમ' એવું નામ આપ્યું ॥ ૨૬ ॥

श्रीसोमसुंदरगुरुं व्यजिज्ञपच्चंपको ऽन्यदा सांबः ।
बिंबस्य निर्विलंबं कुरु प्रतिष्ठां विभो शिष्टाम् ॥ २७ ॥

ભાવાર્થ—એક સમયે ચંપકે પોતાની માતા સાથે આવી શ્રી સોમસુંદર ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે, હે વિભુ, અવિલંબે બિંબની સારી રીતે પ્રતિષ્ટા કરો ॥ ૨૭ ॥

आचार्यपदं चैकं तनु तनुकांत्यस्तकनक जनकगुरवः ।
न्यायोपार्जितमर्थं यथा कृतार्थं प्रकुर्वे स्वं ॥ २८ ॥

ભાવાર્થ—શરીરની કાંતિથી સુવર્ણને અસ્ત કરનારા હે પ્રભુ, વળી આ પિતા ગુરૂને આચાર્ય પદ આપો કે જેથી હું મારૂં ન્યાયોપાર્જિત દ્રવ્ય કૃતાર્થ કરૂં ॥ ૨૮ ॥

ओमित्युक्ते गुरुणा लेखान् स प्राहिणोच्चतुर्दिक्षु ।
लोका भुवि प्रतीता संख्यातीताः समाजग्मु ॥ २९ ॥

ભાવાર્થ—ગુરૂએ તે વાત સ્વીકારી એટલે તેણે ચારે દિશાઓમાં લેખ મોકલાવ્યા તેથી પૃથ્વીમાં પ્રખ્યાત એવા અસંખ્ય લોકો આવવા લાગ્યા ॥ ૨૯ ॥

तेषां पुरप्रवेशोत्सवपूर्वमपूर्वभक्तियुक्तिमथो ।
श्रीचंपको ऽप्यकार्षीद्धर्षोत्कर्षेण भृतहृदयः ॥ ३० ॥

ભાવાર્થ—હર્ષના ઉત્કર્ષથી જેનું હૃદય ભરેલું છે એવા ચંપકે તે આવેલા લોકોનો નગર પ્રવેશનો ઉત્સવ કરી અપૂર્વ ભક્તિભાવ બતાવ્યો ॥ ૩૦ ॥

श्रीगच्छनाथसूरिर्भूरिगुणः प्रगुणसूरिमंत्रबलः ।
सुदिने ऽथ लग्नसमये विदधे बिंबप्रतिष्ठां सः ॥ ३१ ॥

ભાવાર્થ—ઘણા બળવાળા શ્રી ગચ્છનાથ સૂરિએ શુભ દિવસે શુભ લગ્ને સૂરિમંત્રના બળથી બિંબની પ્રતિષ્ટા કરી ॥ ૩૧ ॥

श्रीसूरिपदं चादात् श्रीजिनकीर्त्त्याह्वावाचकेंद्राणाम् ।
पंडितपदं बहूनां दीक्षामपि दक्षभव्यानाम् ॥ ३२ ॥

ભાવાર્થ—જિનકીર્તિ નામના વાચકને સૂરિપદ આપ્યું, ઘણાંઓને પંડિતપદ આપ્યું અને પ્રાજ્ઞ ભવ્ય પ્રાણીઓને દીક્ષા આપી. ૩૨

तत्रोत्सवानवनवान् नृवासवश्चंपको ऽप्यकार्षीद्यान् ।
तान् वक्तुं न हि शक्तो धिपणो धिपणोन्नतिश्रेष्ट· ॥ ३३ ॥

ભાવાર્થ—પુરૂષોમાં મણિરૂપ ચંપકે તે પ્રસંગે જે જે નવ નવા ઉત્સવો કર્યા તેનું વર્ણન કરવાને બુદ્ધિની ઉન્નતિથી શ્રેષ્ટ એવો બૃહસ્પતિ પણ શકિતમાન નથી ॥ ૩૩ ॥

श्रीतपगच्छगुरूणां बुद्धिगुरूणां च संघलोकानाम् ।
परिधापनिकां विदधे स बुधेशश्चंपको रुचिरां ॥ ३४ ॥

ભાવાર્થ—તે સુંદર અને વિદ્વાન એવા ચંપકે, બુદ્ધિમાં મોટા એવા શ્રી તપાગચ્છના ગુરૂને અને સંઘના લોકોને ઉત્તમ પહેરામણી કરી ॥ ૩૪ ॥

चंपकसाधोर्माता मात्रातिगपुण्यपुण्यकारिण्या ।
प्रत्येकं वस्तुत्रयदानात्परिधापितो गच्छ ॥ ३५ ॥

ભાવાર્થ—અપરિમિત પવિત્ર પુણ્યને કરનારી ચંપકની માતાએ પણ પ્રત્યેકને ત્રણ ત્રણ વસ્તુ આપીને બધા ગચ્છને પહેરામણી કરી ॥ ૩૫ ॥

दुर्वर्णसुवर्णश्रीटंककसन्नाणकादिवस्तूनाम् ।
नानापकान्नानां चित्रकराणां च ढौकनतः ॥ ३६ ॥
संघार्चासाधर्मिकवात्सल्यपुरस्सरं रसासारम् ।
क्षितिमाता सुतसहिता पंचम्युद्यापनं चक्रे ॥३७॥ युग्मम् ॥

ભાવાર્થ—ખીતિ માતાએ પુત્રોની સાથે પંચમીનું ઉદ્યાપન કર્યું, જેમાં રૂપું, સોનું, રત્ન, સાચું નાણું વગેરે વસ્તુઓની અને આશ્ચર્ય કરનારા વિવિધ જાતના પકવાન્નોની ભેટો આપી અને સંઘ પૂજા, સાધર્મી વાત્સલ્ય પૂર્વક રસની વૃષ્ટિ કરવામાં આવી હતી. ૩૬–૩૭

सम्यक्त्कमोदकान् क्ष्मामोदकरान् पंचसेरमानजुष. ।
सौवर्णटंककलितान् संमिलितान् सारघनसारैः ॥ ३८ ॥

प्रतिनिवसथं प्रतिपुरं प्रतिदेशं प्रत्यलंभयद् भुवने ।
श्रीचंपको गृहीत्वा सम्यक्त्वं सोमगुरुपार्श्वे ॥३९॥ युग्मम् ॥

ભાવાર્થ--શ્રી ચંપકે સોમગુરૂની પાસે સમકિત લઇ પૃથ્વીમાં હર્ષ આપનારા પાંચસેરના માપને સેવન કરનારા, સુવર્ણના ટાકાથી યુક્ત અને શ્રેષ્ટ કપૂર સાથે મિશ્ર કરેલા શ્રી સમકિતના મોદકને પૃથ્વીમાં પ્રત્યેક ઉતારે, પ્રત્યેક નગરે અને પ્રત્યેક દેશે વહેંચી દીધા. ( તેની પ્રભાવના કરી ) ॥ ૩૮-૩૯ ॥

तारापथस्य तारा जलानि वा जलनिधेः सुधीर्गणयेत् ।
खीमाईचंपकयोः कृतानि सुकृतानि न त्वेष ॥ ४० ॥

ભાવાર્થ--ઉત્તમ બુદ્ધિવાન્ પુરૂષ કદિ આકાશના તારાઓ અને સમુદ્રના જળને ગણી શકે પણ તે આ ખીમાઇ માતા અને ચંપક પુત્રના કરેલા સુકૃતોને ગણી શકે નહીં ॥ ૪૦ ॥

अथ धरणसंघनेतुर्बह्वाग्रहतो हतोरुपापसराः ।
क्ष्मास्वस्तरवो गुरवो राणपुरं श्रीपुरं प्रययुः ॥ ४१ ॥

ભાવાર્થ—ધરણ નામના સંઘપતિના ઘણા આગ્રહથી જેના મોટા પાપસમૂહ નાશ પામી ગયા છે અને પૃથ્વીમાં કલ્પવૃક્ષ સમાન છે એવા તે ગુરૂ રાણપુર નામના શ્રી નગરમાં પધાર્યા ॥ ૪૧ ॥

चतुरधिकाशीतिमितैः स्तंभैरमितैः प्रकृष्टतरकाष्ठैः ।
निचिता च पट्टशाला चतुष्किकापवरकप्रवरा ॥ ४२ ॥
श्रीधरणनिर्मिताया पौषधशाला समस्त्यतिविशाला ।
तस्यां समवासार्षुः प्रहर्षतो गच्छनेतारः ॥४३॥ युग्मम् ॥

ભાવાર્થ—ત્યાં શ્રી ધરણેન્દ્રની રચેલી એક વિશાલ પૌષધશાળા છે જે ઉંચી જાતના કાષ્ટના અને અમિત એવા ચોરાશી સ્તંભોથી રચેલી હતી. જે પાઠશાલા, ચોક અને ઓરડાથી ઉત્તમ હતી. તેમાં ગચ્છપતિ ઘણાં હર્ષથી સમોસર્યા હતા ॥ ૪૨-૪૩ ॥

श्रीगुरुभिरन्यदार्हत्प्रासादोदारबिंबकृतिसुकृतम् ।
श्रीधर्मदेशनायां प्रकीर्त्तितं कीर्त्तिभृतदिग्भूमिः ॥ ४४ ॥

ભાવાર્થ—એક વખતે કીર્ત્તિથી દિશાઓને ભરનારા શ્રી ગુરૂએ ધર્મદેશના આપતાં કહ્યું કે, શ્રી અર્હંત્‌નો પ્રાસાદ અને ઉદાર બિંબ કરવામા ઘણું સુકૃત થાય છે ॥ ૪૪ ॥

पीयूषयूषरचनं तद्वचनं संनिशम्य कर्णपुटैः ।
चित्ते चिन्तितवानिति धरणो धरणोरगश्रीभृत् ॥ ४५ ॥

ભાવાર્થ—તેમનું અમૃત સમાન વચન શેષનાગ (ધરણોરગ) ની શોભા જેવા ધારણ શેઠે સાંભળીને ચિત્તમા નિચે મુજબ વિચાર કર્યો. ॥ ૪૫ ॥

चतुराननं विहारं स्फारं निर्माप्य गिरिशगिरितुल्यम् ।
सत्कीर्त्तिशुभगतीनां पात्रं स्वं स्वद्रव्ययात् कुर्वे ॥ ४६ ॥

ભાવાર્થ—તે સાભળી તેણે નિશ્ચય કર્યો કે, કૈલાશગિરિ જેવો ચતુર્મુખી મોટો વિહાર કરાવી હું મારા દ્રવ્યને સત્કીર્ત્તિ અને શુભ ગતિઓનું પાત્ર કરૂં ॥ ૪૬ ॥

स तदेव सिद्धपुरपुरराजविहाराख्यवरविहारस्य ।
सदृशं सुदृशां च दृशां सुधांजनं शैत्यकृच्चैत्यम् ॥ ४७ ॥
मेधानिधानशिल्पिभिरघखंडनखंडितांहसि प्रवरे ।
दिवसे दिवसेशमहा महामहैर्भुवनमहनीय ॥४८॥ युग्मम् ॥

ભાવાર્થ—સૂર્યના જેવા તેજસ્વી અને જગતમાં પૂજવા યોગ્ય એવા તેણે પાપને નાશ કરનારા ઉત્તમ દિવસે બુદ્ધિના ભંડારરૂપ કારીગરોની પાસે એક ચૈત્ય કરાવ્યું જે ચૈત્ય સિદ્ધપુરનગરના રાજવિહાર નામના વિહાર જેવું, સમ્યક્ દૃષ્ટિવાળાની દૃષ્ટિને સુધાજનરૂપ અને શીતલતાને કરનારૂં હતું ॥ ૪૭-૪૮ ॥

पाषाणैर्मधुरधोरबंधयत् पीठबंधमयनाशो ।
घटितै रचनाजटितै: कर्मस्थायस्तनो ऽचालीत् ॥ ४९ ॥

ભાવાર્થ—ઉત્તમ બુદ્ધિવાળા તેણે પ્રથમ ઘડીને રચનામાં જડેલા એવા પાષાણોથી પીઠબંધ બંધાવ્યો અને પછી પોતે ત્યાંથી ચાલ્યો. ૪૯

स्फूर्जत्रिभूमिरम्यः सुवर्णगिरितुंगशृंगसकाशै. ।
श्रीमंडपैश्च मंडितमध्यो मेध्यस्फुरत्द्युतिभिः ॥ ५० ॥

ભાવાર્થ—તે પ્રાસાદ સ્ફુરણાયમાન ત્રણ ભૂમિકાથી રમ્ય હતો. મેરૂગિરિના ઉંચા શિખર જેવા અને પવિત્ર કાંતિથી પ્રકાશિત એવા શ્રી મંડપોથી તેનો મધ્ય ભાગ મંડિત હતો ॥ ૫૦ ॥

श्रीशालभंजिकाद्यैर्हृद्यैश्चित्रैश्चमत्कृतजनौघः ।
शशिविशदैः श्रीभद्रप्रासादैः परिवृतः परितः ॥ ५१ ॥

ભાવાર્થ—તેમાં આવેલી પુતળીઓ વગેરેના મનોહર ચિત્રોથી તે લોકોના સમૂહને ચમત્કાર પમાડતો હતો અને ચંદ્રના જેવા ઉજ્વળ ભદ્ર પ્રાસાદોથી તે ચારે તરફ વીંટાએલો હતો ॥ ૫૧ ॥

कुर्वन्नंदीश्वरवरतीर्थप्रासादविशदसंवादम् ।
त्रिभुवनदीपकसंज्ञां बिभ्रच्छरदभ्रशुभ्रतम ॥ ५२ ॥

ભાવાર્થ—તે પ્રાસાદ નંદીશ્વર તીર્થના પ્રાસાદની ઉજ્વળતા સાથે સંવાદ કરતો હતો અને શરદૃઋતુના વાદળાના જેવો અતિશય શુભ્ર હોવાથી ત્રણ ભુવનના દીપકની સંજ્ઞાને પામતો હતો ॥ ૫૨ ॥

राणपुरे प्रासाद परिपूर्णस्तूर्णमेव सिद्धिमगात् ।
यन्महतामभिलषितं सद्य सपद्यते ह्यद्यम् ॥ ५३ ॥

ભાવાર્થ—રાણપુરમાં તે પ્રાસાદ તત્કાળ પરિપૂર્ણ થઈ સિદ્ધિને પ્રાપ્ત થયો કારણ કે, મહાન લોકોનો હૃદયને ગમતો અભિલાષ સદ્ય સંપાદન થાય છે ॥ ૫૩ ॥

रविबिंबप्रतिबिंबान्यस्मिन् बिंबानि निर्विलंबतया ।
चत्वारि चतुरधरणो न्यवेशयदृषभतीर्थपतेः ॥ ५४ ॥

ભાવાર્થ—તે પ્રાસાદમાં ચતુર ધરણેંદ્રે શ્રી વૃષભદેવ પ્રભુના સૂર્ય બિંબ જેવા ચાર પ્રતિબિંબો તુરત સ્થાપિત કર્યા ॥ ૫૪ ॥

विस्तरत पुण्यरतः प्रासादं जिनपतेश्चतुःप्रतिमाः ।
हस्तेन सद्गुरूणां प्रातिष्ठपदिष्टसिद्धिकृता ॥ ५५ ॥

ભાવાર્થ—પુણ્યમાં તત્પર એવા તેણે સદ્ગુરૂના ઈષ્ટસિદ્ધિ કરનારા હાથ વડે જિનપતિની ચાર પ્રતિમાની વિસ્તારથી પ્રતિષ્ટા કરાવી. ૫૫

दीनोद्धरणो धरणो महोत्सवांस्तत्र निर्ममे यांस्तान् ।
दृष्ट्वा विस्मयपूर्णा न घूर्णयन्ति स्म के मौलिम् ॥ ५६ ॥

ભાવાર્થ—દીન જનને ઉદ્ધાર કરનારા ધરણેંદ્રે તે પ્રસંગે જે મહોત્સવો કર્યા હતા, તેઓને જોઇ કયા પુરૂષો વિસ્મય પૂર્ણ થઇ મસ્તકને નથી ધુણાવતા ? ॥ ૫૬ ॥

सद्गुणगणगणनीय. स्वकीयदेवालये न य' पूर्वं ।
गुणराजसंघनेतु संघनेयहृद्व्यधाद्यात्राम् ॥ ५७ ॥

ભાવાર્થ—સદ્ગુણોના ગણુથી ગણુવા યોગ્ય અને સંઘથી દોરાવા યોગ્ય હૃદયવાળા જે શ્રેષ્ઠીએ પૂર્વે પોતાના દેવાલયવડે ગુણુરાજ સંઘપતિની સાથે યાત્રા કરી હતી ॥ ૫૭ ॥

श्रीसोमदेववाचकधुर्यो माधुर्यवर्यवचनभरा' ।
सौभाग्यभाग्यसज्जुष सुकृतपुपः स्वर्णरुचिवपुष ॥ ५८ ॥
धरणेनाचार्यपदे वर्ये सत्स्थापिता श्छितानंगा. ।
रंगात् भूम्न बहुव्ययमहामहै राणपुरनगरे ॥५९॥ युग्मम् ॥

ભાવાર્થ—પછી ધરણે રાણુપુર નગરમાં ઘણું દ્રવ્ય ખર્ચી મહોત્સવો કરી શ્રી સોમદેવ વાચકવર્યને શ્રેષ્ઠ આચાર્ય પદમાં સ્થાપિત કર્યાં. જે વાચકવર્ય વચનની મધુરતાથી શ્રેષ્ટ હતા, સોભાગ્ય તથા ભાગ્યને સેવનારા હતા, સુકૃતને પોષણુ કરતા હતા, શરીરની કાંતિ સુવર્ણુ જેવી હતી અને કામદેવને નાશ કરનારા હતા ॥ ૫૮–૫૯ ॥

हिमकरकरावदातानवदातान् धरणपुण्यविधिविषयान् ।
वक्तुं ब्रह्मा जिह्मो विष्णुर्नालं भविष्णुः स्यात् ॥ ६० ॥

ભાવાર્થ—શ્રી ધરણના ચંદ્રના કીર્ણ જેવા ઉજ્વલ. પુણ્ય વિધિ સંબંધી વિષયોને કહેવાને બ્રહ્મા વક્રછે અને વિષ્ણુ સમર્થ થાય તેમ નથી ॥ ૬૦ ॥

सुरगिरिनगरनिवासी संघपतिः श्रितमहा महादेवः ।
देवकुलपाटके ऽगात् दीप्तवृषो घुम्नभृतवृषभः ॥ ६१ ॥

ભાવાર્થ—ધર્મને પ્રદીપ્ત કરતો સુરગિરિ નગરનો નિવાસી અને દ્રવ્યવાનમાં શ્રેષ્ઠ એવો મહાદેવ નામે તેજસ્વી સંઘપતિ દેવકુળ પાટક ( નગર ) માં આવ્યો ॥ ૬૧ ॥

श्रीगुरुपादान् विज्ञो व्यजिज्ञपन्नयसमर्जितं वित्तम् ।
पदपुण्ये व्ययकरणात् कुरुत कृतार्थं हृतानर्थाः ॥ ६२ ॥

ભાવાર્થ—તે વિદ્વાન શ્રેષ્ટીએ શ્રી ગુરૂને વિનંતિ કરી કે, અનર્થને હરનારા હે ગુરૂ, આચાર્ય પદના પુણ્યમાં વ્યય કરાવી મારા ન્યાયોપાર્જિત દ્રવ્યને કૃતાર્થ કરો ॥ ૬૨ ॥

स्वीचक्रे श्रीगुरुभिस्तद्वचनं पुण्यपुञ्जमररचनम् ।
महतामीहितमखिलं सफलं संपद्यते यस्मात् ॥ ६३ ॥

ભાવાર્થ—પવિત્ર પુણ્યના સમૂહની રચનાવાળું તેનું આ વચન ગુરૂએ સ્વીકાર્યું કારણ કે, મહાન. પુરૂષોનું બધું વાંછિત સફલ થાય છે ॥ ૬૩ ॥

सो ऽथ सकर्णस्तूर्णं पूर्णो हर्षेण संघलोकानाम् ।
कलधौतहेमटंकैः कलितं तांबूलमतुलमदात् ॥ ६४ ॥

ભાવાર્થ—તત્કાલે તે પ્રાજ્ઞ શ્રેષ્ટીએ હર્ષથી પૂર્ણ થઇ સંઘ લોકોને સુવર્ણ મણિમિશ્રિત અનુપમ તાંબુલ આપ્યું ॥ ૬૪ ॥

जेमनवारां स्फारामकरोत् स्वकरोन्नतिश्रियं बिभ्रत् ।
उदमूलयत्समूलं दौर्गत्यं दुर्गतानां च ॥ ६५ ॥

ભાવાર્થ—પોતાના હાથની ઉન્નતિને ધારણ કરનારા તે શ્રેષ્ટીએ

મોટો જમણવાર કર્યો અને દરિદ્રીઓના દારિદ્રયને મૂળમાંથી ઉખેડી નાખ્યું ॥ ૬૫ ॥

श्रीदाक्षिणात्यसिचयान् सुचिचयान् बिभ्रदेष संघनृ णाम्
बहुमानदानपूर्वं समर्पयामास संघपतिः ॥ ६६ ॥

ભાવાર્થ—ઘણા હર્ષોને ધારણ કરતા તે સંઘપતિએ સંઘના લોકોને બહુ માનપૂર્વક દક્ષિણી વસ્ત્રોના સમૂહ પહેરામણીમાં આપ્યા. ૬૬

श्रीरत्नशेखरस्य प्रज्ञशिर शेखरस्य विबुधविधो ।
श्रीगुरुरदात्तदानीं वाचकपदमतुलशुभलग्ने ॥ ६७ ॥

ભાવાર્થ—તે સમયે અનુપમ શુભ લગ્નમાં શ્રી ગુરૂએ પ્રાજ્ઞ પુરૂષોના મસ્તકના મુગટ રૂપ અને વિદ્વાનોમાં ચંદ્ર સમાન એ શ્રીરત્નશેખરને વાચક પદ અર્પણ કર્યું ॥ ૬૭ ॥

स्वच्छं श्रीतपगच्छं समग्रमपि पर्यधापयन्मुदित ।
वस्त्रैर्महादिदेवो नृदेवलभ्यो महेभ्यो ऽसौ ॥ ६८ ॥

ભાવાર્થ—રાજાના માનવંતા સભ્ય ગૃહસ્થ એવા તે મહાદેવ શ્રેષ્ટીએ હર્ષ પામી, સ્વચ્છ એવા સમગ્ર તપાગચ્છને વસ્ત્રોની પહેરામણી કરી ॥ ૬૮ ॥

अस्मिन् विस्मेररुचौ गुचौ च गच्छे ऽप्यतुच्छमाहात्म्यः ।
नानापदप्रतिष्ठा· सदा गरिष्ठाश्चकारैप· ॥ ६९ ॥

ભાવાર્થ—આ પ્રમાણે મોટા માહાત્મ્યવાળા તે ગુરૂએ વિસ્મયકારક કાંતિવાળા એ પવિત્ર ગચ્છને વિષે હંમેશાં અતિ મોટી વિવિધ પદવીઓની પ્રતિષ્ટાઓ કરાવી હતી ॥ ૬૯ ॥

श्रीचित्रकूटनाम्नि द्रंगे रंगेण तुंगजिनचैत्यम् ।
दुर्गस्योपरि परिवृतममित श्रीदेवकुलिकाभि ॥ ७० ॥
श्रीगुणराजस्य सुत सुतनु सुकृती कृती च बालाह्वः ।
कारितवान् श्रीकीर्त्तिस्तंभतटे श्रीमतां मुकुटः ॥ ७१ ॥

ભાવાર્થ—શ્રી ચિત્રકૂટ નામના નગરમાં સુકૃતવાન, સ્વરૂપવાન અને શ્રીમાન પુરૂષોના મુગટ રૂપ એવા બાળ નામના શ્રી ગુણરાજના પુત્રે કિલ્લા ઉપર શ્રી કીર્તિસ્તંભ તટ વિષે ચારે તરફ દેવકુલિકા (દેરીઓ) થી વીંટાયેલું એક ઉંચું જિન ચૈત્ય કરાવ્યું ॥ ૭૦–૭૧ ॥

तत्रापि गरीयस्तरविस्तरतः श्रीतपागणाधीशः ।
जिनबिंबसुप्रतिष्ठामसूत्रयत्रिजगदुत्कृष्टाम् ॥ ७२ ॥

ભાવાર્થ—શ્રી તપાગચ્છના અધિપતિએ તેમાં અતિ મોટા વિસ્તારથી ત્રણ જગતમાં ઉત્કૃષ્ટ એવી જિન બિંબની પ્રતિષ્ટા કરાવી. ૭૨

श्रीकपिलपाटके श्रीवीजाठक्कुरविनिर्मिते चैत्ये ।
सोमगुरुः श्रीशांतेर्व्यधात् प्रतिष्ठां विभोः सुमहैः ॥ ७३ ॥

ભાવાર્થ—શ્રી કપિલ પાટકપુરને વિષે શ્રી વીજા ઠાકોરે કરાવેલા ચૈત્યમાં સોમગુરૂએ મોટા ઉત્સવોથી શ્રી શાંતિનાથની પ્રતિષ્ટા કરાવી ॥ ૭૩ ॥

श्रीपातसाहिमान्यः पुरे वदान्यो ऽस्त्यहम्मदावादे ।
श्रीसमरसिंह इभ्य. सौवर्णिकराजिपुरुहूत. ॥ ७४ ॥

ભાવાર્થ—અમદાવાદ નગરમાં શ્રીપાતશાહને માનવા યોગ્ય શ્રી સમરસિંહ નામે એક ઉદાર-ગૃહસ્થ છે, જે સોનાના વ્યાપારીઓની પંક્તિમાં ઇંદ્ર રૂપ છે ॥ ૭૪ ॥

श्रीसोमसुंदरश्रीगुरूत्तमानां सुधामुचं वाचम् ।
स समाकर्ण्य सकर्णो यात्रार्थे विमलगिरिमागात् ॥ ७५ ॥

ભાવાર્થ—તે વિદ્વાન ગૃહસ્થ શ્રી સોમસુંદર ગુરૂવર્યની અમૃતને ઝરતી વાણી સાંભળી યાત્રા કરવાને શ્રી સિદ્ધાચળ પ્રત્યે આવ્યો. ૭૫

तदनु श्रीगिरिनारे गिरीश्वरे नेमिनं नमस्कुर्वन् ।
कल्याणत्रयचैत्यं जीर्णं स निरीक्ष्य हृदि दध्यौ ॥ ७६ ॥

ભાવાર્થ—તે પછી શ્રી ગિરિનાર પર્વતમાં જઇ શ્રી નેમિનાથ પ્રભુને નમસ્કાર કરતાં ત્યાં રહેલા ત્રણ કલ્યાણકના ચૈત્યને જીર્ણ થયેલું જોઇ હૃદયમાં ચિંતવવા લાગ્યો. ॥ ૭૬ ॥

श्रीवस्तुपालमंत्रिप्रासादस्योद्धृतिं विधास्ये ऽहम् ।
यन्नव्यार्हत्सदनाज्जीर्णस्योद्धरणमनणीयः ॥ ७७ ॥

ભાવાર્થ—હું આ શ્રી વસ્તુપાળ મંત્રીના પ્રસાદનો ઉદ્ધાર કરીશ. કારણ કે, જીર્ણ મંદિરનો ઉદ્ધાર અર્હતનું નવીન મંદિર કરાવ્યાથી વધારે ઉત્તમ ગણાય છે ॥ ૭૭ ॥

श्रीमालदेवनाम्ना भ्रातृव्येनैव सार्द्धमालोच्य ।
अकरोत्स्वेप्सितकृत्यप्रारंभं समरसिंहसुधीः ॥ ७८ ॥

ભાવાર્થ—પછી સમરસિંહ વિદ્વાને પોતાના કાકા શ્રી માલદેવની સાથે વિચાર કરી પોતે ધારેલા કૃત્યનો આરંભ કર્યો ॥ ૭૮ ॥

अचिरेणाप्यतिरुचिरो रुचिरो चिष्णुश्च भद्रचैत्ययुतः ।
सप्रासादः कलसालह्लादः परिपूर्णतामागात् ॥ ७९ ॥

ભાવાર્થ—અતિ સુંદર પ્રકાશમાન એવો તે પ્રાસાદ ભદ્ર ચૈત્ય સાથે આલ્હાદકારકપણે થોડા કાળમાં પરિપૂર્ણ થયો ॥ ૭૯ ॥

श्रीगच्छनाथवाक्यात् श्रीजिनकीर्त्याव्हसूरिभिर्विदधे ।
कल्याणत्रयचैत्यप्रौढप्रतिमा प्रतिष्ठा सा ॥ ८० ॥

ભાવાર્થ—શ્રી ગચ્છપતિના વચનથી શ્રી જિનકીર્ત્તિ નામના સૂરિએ તે ત્રણ કલ્યાણકના ચૈત્યમાં પ્રૌઢ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી ॥૮૦॥

श्रीपूर्णसिंहकोष्ठागारिकनामा महेभ्यराट् शुशुभे ।
सुंदरबेदरनगरे मान्यः श्रीपातसाहिविभोः ॥ ८१ ॥

ભાવાર્થ—સુંદરબેદર નામના નગરમાં પૂર્ણસિંહ કોઠારી નામે એક પાદશાહનો માનવંતો શ્રેષ્ઠી હતો ॥ ૮૧ ॥

तेन श्रीगुरुवाक्यावर्जितहृदयेन सहृदयेन नृणाम् ।
वंधुरमनारव्यबांधवसहितेन नरेंद्रमहितेन ॥ ८२ ॥
श्रीमद्गिरिनारगिरावकारि जिनमंदिरं महोच्चुंगं ।
जिनकीर्त्तिसूरिराजैः प्रतिष्ठितं गच्छनाथगिरा ॥ ८३ ॥

ભાવાર્થ—શ્રી ગુરૂના વાક્યને તાબે થઈ બંધુરમન નામના બાંધવ સાથે મળી તે રસિક શ્રેષ્ટીએ શ્રી ગિરનાર પર્વત ઉપર મોટું ઉંચું જિન ચૈત્ય કરાવ્યું છે, અને શ્રી ગચ્છનાથના વચનથી શ્રીજિનકીર્ત્તિ સૂરિરાજે તેમાં પ્રતિષ્ટા કરી ॥ ૮૨-૮૩ ॥

गंधारनगरनिर्मितवासो ऽर्हद्धर्मवासितस्वांतः ।
स स्थूललक्षमुख्यो लक्षोवाभाति संघपतिः ॥ ८४ ॥

ભાવાર્થ—અર્હત ધર્મથી જેનું અંતઃકરણ વાસિત થયેલું છે અને સ્થૂલ લક્ષમાં જે મુખ્ય છે એવો લક્ષોબા નામે એક સંઘપતિ ગંધાર નગરમાં નિવાસ કરી રહેતો હતો ॥ ૮૪ ॥

तेन श्रीगुरुवाक्यप्रबुद्धचित्तेन वहुलवित्तेन ।
श्री उज्जयंतभूभृति चतुर्मुखं जिनगृहं विदधे ॥ ८५ ॥

ભાવાર્થ—શ્રી ગુરૂના વાક્યથી જેનું મન પ્રતિબોધ પામ્યું છે એવા તે સંઘપતિએ શ્રી ઉજ્જયંત પર્વત ઉપર ઘણું દ્રવ્ય ખર્ચી એક ચતુર્મુખ જિનાલય કરાવ્યું ॥ ૮૫ ॥

श्रीसोमदेवगुरुणा कृता प्रतिष्ठा समग्रबिंबानाम् ।
तत्र प्रभूतवित्तव्ययमकरोल्लक्षसंघपतिः ॥ ८६ ॥

ભાવાર્થ—શ્રી સોમદેવગુરૂએ સમગ્ર જિનબિંબોની પ્રતિષ્ટા કરી અને તેમાં લક્ષ સંઘપતિએ ઘણાં દ્રવ્યનો વ્યય કર્યો ॥ ૮૬ ॥

पुण्यपटुः मूंटाख्यो मूंजिगपुरवासकृन्महेभ्यो ऽसौ ।
पित्तलमयानि स चतुर्विंशतिपट्टानि विंवानि ॥ ८७ ॥
संख्यातीतानि मुदाप्यकारयत् पूजनार्थमपरनृणाम् ।
श्रीसोमगुरुस्तैर्महाप्रतिष्ठा कृता चैषां ॥ ८८ ॥ (युग्मम्)

ભાવાર્થ—મૂજિંગ નામના નગરમાં મૂંટ નામનો એક પુણ્યવાન્ ગૃહસ્થ શ્રેષ્ટી રહેતો હતો. તેણે પૂજા કરનારા લોકોને માટે શ્રી અર્હંતના પિત્તળના અસંખ્ય ચોવિશીના બિંબો હર્ષથી કરાવ્યા, અને શ્રી સોમગુરૂ વર્યે તેમની મહા પ્રતિષ્ટા કરી ॥ ૮૭–૮૮

श्रीपत्तननगरस्थो दुःस्थोल्वणदुःखविषमदलदलनः ।
महिमश्रिया सनाथः श्रीनाथः साधुराट् शुशुभे ॥ ८९ ॥

ભાવાર્થ—દુષ્ટ ઉગ્ર એવા દુઃખમ વિષમ કાળને દલન કરનાર અને મહિમાની લક્ષ્મીથી યુક્ત એવો શ્રીનાથ નામે એક સાહુકાર શ્રી પત્તન નગરમાં રહેતો હતો ॥ ૮૯ ॥

श्रीजिनशासनमनिशं प्रकाशयन् पाकशासनप्रतिमः ।
श्रीसोमसुंदरगुरूनाकार्य समं प्रशमिवर्यान् ॥ ९० ॥
महता महेन स महामहेभ्यराजो विराजित संघैः ।
श्री शत्रुंजयरैवतयात्रामकरोत्करोन्मुक्तः ॥ ९१ ॥

ભાવાર્થ—તે મહાન ઇંદ્ર જેવા ધનાઢ્યે નિરંતર શ્રી જિનશાસનને પ્રકાશ કરી શ્રી સોમસુંદર નામે ઉત્તમ મુનિને સાથે બોલાવી સંઘથી વિરાજિત થઈ કરવડે મુક્ત થઇ મોટા ઉત્સવવડે શ્રી શત્રુંજય અને રૈવત ગિરિની યાત્રા કરી ॥ ૯૦–૯૧ ॥

संघपतिमंडनः श्रीवच्छः स्वच्छश्च पर्वतः सुकृती ।
संघेशनर्बद. श्रीसंघाधिपडूंगरो ज्ञाता ॥ ९२ ॥
पंचाप्यमी शमीशश्रीसोमगुरुक्रमांबुरुहभक्ता. ।
श्रीप्रथमसंघनायकतनया विनयादिगुणसहिताः ॥ ९३ ॥
अणाहिलपुरपत्तनकृतवासा जिनधर्मवासितस्वांताः ।
जिनमतवियत्प्रभाभि. प्रभास्वरं चक्रुरर्कसमा. ॥ ९४ ॥

ભાવાર્થ—સંઘપતિ શ્રીવચ્છ, સ્વચ્છ, સુકૃતી એવો પર્વત સંઘસ્વામી નર્બદ અને સંઘાધિપતિ પ્રાજ્ઞ ડુંગર—આ પાંચે શ્રીપ્રથમ

સંઘપતિના વિનયાદિ ગુણવાળા પુત્રો હતા, તેઓ મુનિવર્ય શ્રી સોમગુરૂના ચરણ કમળના ભક્ત હતા. શ્રી અણહિલપુર પાટણમાં નિવાસ કરનારા અને શ્રી જૈન ધર્મથી જેઓનું હૃદય વાસિત છે એવા તે સૂર્ય તુલ્ય પાંચે પુત્રોએ પોતાની પ્રભાથી શ્રી જિનમત રૂપી આકાશને પ્રકાશિત કર્યું હતું ॥ ૯૨–૯૩–૯૪ ॥

सौवर्णिककालाकः सूरयते पातसाहिबहुमान्य. ।
श्रीगुरुवचःप्रवुद्धः शुद्धमतिर्विजितकलिकालः ॥ ९५ ॥
यात्रापदप्रतिष्ठादीनि गरिष्ठानि तानि सुकृतानि ।
नानाविधान्यकार्षीदर्हन्मतभासनः श्रीमान् ॥ ९६ ॥

ભાવાર્થ—શુદ્ધ બુદ્ધિવાળો, કલિકાલને જિતનાર, અને પાદશાહનો માનવંતો સુવર્ણ વ્યાપારી કાલાક શ્રી ગુરૂના વચનથી પ્રતિબોધ પામી સૂર્ય જેવું આચરણ કરે છે. અર્હત મતને પ્રકાશ કરનાર તે શ્રીમાન ગૃહસ્થે યાત્રા, આચાર્ય પદ, પ્રતિષ્ઠા વગેરે મોટા વિવિધ જાતના સુકૃતો કર્યાં હતાં ॥ ૯૫-૯૬ ॥

श्रीस्तंभतीर्थनगरे सौवर्णिकलषमसिंहकुलतिलक. ।
श्रीमदनः श्रीवीरभ्रातृयुतो भ्राजते सुकृती ॥ ९७ ॥

ભાવાર્થ—શ્રી સ્તંભતીર્થ ( ખંભાત ) મા સૌવર્ણિક લખમસિંહ નામ એક કુલતિલક શ્રેષ્ટી હતો, ત શોભાથી કામદેવ જેવો, વીર નામના ભ્રાતાએ યુક્ત અને સુકૃતવાન થઈ શોભી રહ્યો હતો. ॥ ૯૭ ॥

श्रीमुख्यनीर्थयात्रापदप्रतिष्ठादि भूरितरसुकृतैः ।
अर्हन्मतं मर्तयो प्रकाशयत्तरणिसंकाशः ॥ ९८ ॥

ભાવાર્થ—તે શ્રી મુખ્ય તીર્થની યાત્રાઓ, આચાર્ય પદના મહોત્સવો, અને પ્રતિષ્ઠા વગેરે ઘણા સુકૃતોથી જૈન મતને સૂર્યની પેઠે દીપાવતો હતો ॥ ૯૮ ॥

श्रीसूरिभूरिगुणभृत् श्रीतपगच्छेशवाक्यसंवुद्ध ।
महदौदार्यगुणेन भ्राजिष्णुर्जिष्णुसमसत्त्व ॥ ९९ ॥

ભાવાર્થ—સઘળા સદ્ગુણોના ભંડાર શ્રી તપગચ્છના ઈશ શ્રી સુરિના વચનોથી બોધને પામેલો, અરજુન સરખો પરાક્રમી મોટા ઉદારપણાના ગુણને લઇ અત્યંત શોભતો હતો ॥ ૯૯ ॥

घोघापुरवास्तव्यो वस्तुपतिः श्रीपतिर्विरूपाङ्कः ।
संख्यातीतान् स्फीतान् सतीर्थयात्रामहानकरोत् ॥ १०० ॥

ભાવાર્થ—વિરૂપ એવું જેનું ઉપનામ છે એવો વસ્તુપતિ નામે શ્રેષ્ટી ઘોઘા શેહેરમાં રહેતો હતો; તેણે અસંખ્ય મહોત્સવ તથા યાત્રાઓ કરી ॥ ૧૦૦ ॥

पचवारकाख्यदेशे संघपतिर्महुणसिंह इव सिंहः ।
भञ्जन् कलिकालगजं क्ष्वेडाभिः कीर्तितुमुलौघैः ॥ १०१ ॥
श्रीपूज्यसोमसुन्दरसूरीणां तनुरुचास्तमूरीणाम् ।
प्रतिबुद्धो वररचनैर्वचनै संत्यक्तकुगुरुमतः ॥ १०२ ॥
नयनार्पितप्रसादं प्रासादं तुंगशृंगपरिकलितम् ।
रचयामास स मांसलगुरुभक्तिर्युक्तिमद्वाक्यः ॥ १०३ ॥
( त्रिभिर्विशेषकम् )

ભાવાર્થ—પચવારક નામે દેશમાં સંઘાધિપતિ મહુણસિંહ, સિંહના જેવો હતો. જેણે પોતાની કીર્તિના સમૂહરૂપ સિંહનાદોથી કલિ કાળરૂપી હાથીને ભગાડી દીધો છે એવો તે; જેમના શરીરની કાન્તિ દેખીને અન્તઃકરણ વીરામને પામે એવા શ્રી પૂજ્ય સોમસુંદરસૂરિનાં સુંદર રચનાવાળાં વાકયોથી પ્રતિબોધને પામી કુત્સિત ગુરૂઓના મતનો સર્વથા ત્યાગ કરી પુષ્ટી પામેલી ગુરૂભક્તિવડે યુક્તિમન્ વાકયવાળા તે મહુણસિંહે નેત્રને જોતાંમાં હાલ્હાદ આપે તેવાં ઉંચાં શીખરોથી ચારે પાસ વિંટળાએલો ( જૈન ) પ્રાસાદ રચાવ્યો ॥ ૧૦૧–૧૦૨–૧૦૩ ॥

आदेशाद्गच्छपते कृतभद्रै शीलभद्रविबुधेंद्रै ।
चक्रे चैत्यस्य महामहैः प्रतिष्ठा गरिष्ठाभिः ॥ १०४ ॥

ભાવાર્થ—કલ્યાણ કરનારા અને મોટી કાંતિવાળા શ્રી શીલભદ્ર નામના સૂરીંદ્રે ગચ્છપતિની આજ્ઞાથી મોટા ઉત્સવો સાથે તે ચૈત્યની પ્રતિષ્ટા કરી ॥ ૧૦૪ ॥

इत्थं श्रीयुतसोमसुंदरगुरोर्वाक्यैः प्रबुद्धान् बुधा-
नर्हच्छासनभास्वरांबरतलप्रद्योतनद्योमणीन् ।
श्राद्धान् वृद्धिसमृद्धिवंधुरतरानिद्धान् प्रसिद्धान् गुणैः
श्रीविष्णु प्रभविष्णुरीपदपि नो संख्यातुमस्तप्रमान् ॥१०५॥

ભાવાર્થ—આ પ્રમાણે શ્રી સોમસુંદર ગુરૂનાં વાકયોથી પ્રતિબોધ પામેલા અપરિમિત વિદ્વાન શ્રાવકોની સંખ્યા કરવાને શ્રી વિષ્ણુ (વાસુદેવ) પણ સમર્થ થતા નથી; જે શ્રાવકો, અર્હત શાસન રૂપી પ્રકાશિત ગગનને પ્રદીપ્ત કરવામાં સૂર્ય સમાન છે, જેઓ વૃદ્ધિ, સમૃદ્ધિથી ઉન્નત થયેલા છે અને ગુણોથી વધી પ્રસિદ્ધ થયેલા છે ॥ ૫ ॥

उद्दीप्रा प्रसरीसरीति किरणश्रेणीरवेर्यावती
भूमिं भूमिधरान्वितां विततभाभास्वत्तमस्य प्रभोः ।
नाम प्रोध्धुरधामधाम सुभगं विज्ञायते तावती-
मुर्वी श्रीयुतसोमसुंदरगुरोः प्रज्ञाजितस्वर्गुरो. ॥ १०६ ॥

ભાવાર્થ—સૂર્યના કિરણોની શ્રેણી જેટલી આ પર્વત સહિત ભૂમિ ઉપર પ્રદીપ્ત થઇ પ્રસરે છે, તેટલી ભૂમિ ઉપર વિસ્તારવાળી કાંતિથી અતિશય પ્રકાશિત એવા અને બુદ્ધિથી બ્રહસ્પતિને પણ જિતનારા શ્રી સોમસુંદર ગુરૂનું ઉગ્ર તેજવાળું સુંદર નામ પ્રખ્યાત થયું હતું. ૬

ईदृक्प्रौढतमप्रतापवितति सौभाग्यभाग्योन्नतिः
कीर्त्तिस्फुर्त्तिरनुत्तरा निरुपमा मूर्त्तिश्च सौम्यत्वभृत् ।
व्याख्यानस्य कला क्रिया च सकला गंभीरता धीरता
दृष्टा श्रीयुतसोमसुंदरगुरुस्तंसान् विना ऽन्यत्र नो ॥१०७॥

ભાવાર્થ—એવો અતિ પ્રૌઢ પ્રતાપનો વિસ્તાર, એવી સૌભાગ્ય

ભાગ્યની ઉન્નતિ, એવી કીર્તિની અનુત્તરા સ્ફૂર્તિ, એવી નિરૂપમાં સૌમ્ય મૂર્તિ, એવી વ્યાખ્યાનની કળા, એવી સમગ્ર ક્રિયા, એવી ગંભીરતા અને એવી ધીરતા શ્રી સોમસુંદર ગુરૂ વિના બીજે જોવામાં આવી નથી ॥ ૧૦૭ ॥

येर्दृष्टो गुरुरेष शेषभुजगस्फूर्जद्यशास्ते नरा-
धन्यास्ते च जनान्विता जनपदा यानेप संस्पृष्टवान् ।
सा जिह्वा सुभगा यया यतिपतिः स्तुत्यः स्तुतस्ते श्रुती
रम्ये श्रीगुरुनाम धाम महसां याभ्यां श्रुतं विश्रुतम् ॥१०८॥

ભાવાર્થ—જેઓએ તે સોમસુંદર ગુરૂના દર્શન કર્યા છે, તે શેષનાગના જેવા યશથી સ્ફુરણાયમાન છે; જેઓને એ ગુરૂનો સ્પર્શ થયો છે, તે પુરૂષો અને લોક સહિત દેશોને પણ ધન્ય છે; સ્તુતિ કરવા યોગ્ય તે મુનિપતિની જેથી સ્તુતિ થઇ છે, તે જિંહ્વા પણ સુભાગ્યા છે; અને જેથી તેજનું ધામ રૂપ તે ગુરૂનું પ્રખ્યાત નામ સાંભળ્યું છે, તે શ્રવણ પણ રમણીય છે ॥ ૧૦૮ ॥

वर्षे नंदनिधानवारिधिहिमज्योतिर्मिते (१४९९.) स्वर्ययु
केचित्सातिशया वदंतिविति मुनिश्रेष्ठा गरिष्ठा धिया ।
श्रीसीमंधरतीर्थनाथचरणांभोरुट्पवित्रीकृते
जाताः पूर्वमहाविदेहनगरे ते सूरयः सत्कुले ॥ १०९ ॥

ભાવાર્થ—સંવત ૧૪૯૯ના વર્ષમાં તે સોમસુંદર ગુરૂ સ્વર્ગે ગયા તે વિષે બુદ્ધિથી મોટા એવા કેટલાએક શ્રેષ્ટ મુનિઓ સાતિશય જ્ઞાનથી આમ કહે કે, તે સૂરિ શ્રી સીમંધર તીર્થંકરના ચરણ કમલથી પવિત્ર કરેલા એવા પૂર્વ મહાવિદેહ ક્ષેત્રને વિષે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છે ॥ ૧૦૯ ॥

विश्वख्याततपागणाधिपतयः सार्वत्रिकख्यातयः
सौभाग्याद्भुतभाग्यतोयपतयः सम्यक्क्रियानीतयः ।

श्रेयः श्रीयुतसोमसुंदरगुरूत्तंसाः प्रशंसास्पदं
भूयासुर्भुवि भूतये भवभृतां श्रीसूरिराजाश्चिरम् ॥ ११० ॥

ભાવાર્થ—વિશ્વ વિખ્યાત શ્રી તપાગચ્છના અધિપતિ, સર્વત્ર વિખ્યાતિવાળા, સૌભાગ્ય અને અદ્ભૂત ભાગ્યના સમુદ્ર, ઉત્તમ ક્રિયા અને નીતિવાળા, અને પ્રશંસાનું સ્થાનરૂપ એવા શ્રી સોમસુંદર ગુરૂ સૂરિરાજ પૃથ્વી ઉપર પ્રાણીઓને ચિરકાલ કલ્યાણની સમૃદ્ધિને માટે થાઓ ॥ ૧૧૦ ॥

इतिश्रीयुगप्रधानावतारपरमगुरुश्रीसोमसुंदरसूरिसौभाग्यगुणव्यावर्णने सोमसौभाग्यनाम्नि काव्ये संघपतिवीसलसंघपतिचंपकसंघपतिधरणसंघपतिमहादेवादिकियत्प्रभावकश्रावकाबिंबप्रतिष्ठादिमहोत्सववर्णनश्रीगुरुस्वर्गमनप्रकटनो नाम नवमः सर्ग. ॥ ९ ॥

## ॥ दशमः सर्गः ॥

श्रीसोमसुंदरयुगोत्तमसूरिपट्टे श्रीमान् रराज मुनिसुंदरसूरिराजः ।
श्रीसूरिमंत्रवरसंस्मरणैकशक्तिर्यस्याभवद् भुवनविस्मयदानदक्षा ॥१॥

ભાવાર્થ—યુગ પ્રધાન શ્રી સોમસુંદર સૂરિને માટે શ્રી મુનિસુંદર નામે સૂરિરાજ વિરાજિત થયા, જેની માત્ર સૂરિમંત્રના સ્મરણ કરવાની શક્તિ જગતને વિસ્મયકારી દાન આપવામાં દક્ષ થઈ હતી.૧

श्रीरोहिणीति विदिते नगरे ततीति पश्चात्कृते. किल चमत्कृतहृत्पुरेशः ।
ऊरीचकार मृगयाकरणे निषेधं प्रावर्त्तयन्निखिलनीवृत्ति चाप्यमारिं ॥२॥

ભાવાર્થ—શ્રી રોહિણી નામના નગરમાં ઉપદ્રવને પાછળ કરવાથી ચમત્કાર પામી તે નગરના રાજાએ મૃગયા કરવાનો નિષેધ કર્યો અને બધા દેશમાં અમારી પ્રવર્ત્તાવી ॥ ૨ ॥

प्रागेव देवकुलपाटकपत्तने यो मारेरुपद्रवदलं दलयांचकार ।
श्रीशांतिकृत्स्तवनतो ऽवनतोत्तमांगभूपालमौलिमणिघृष्टपदारविंदः ॥३॥

ભાવાર્થ—મસ્તકને નમાવતા રાજાઓના મુગટમણિઓથી જેઓનું ચરણકમળ ઘસાયા કરે છે એવા તે સૂરિરાજે પ્રથમજ દેવકુલ પાટક નગરમાં શાંતિ કરનારા સ્તવનથી મહામારિનો ઉપદ્રવ નાશ કર્યો હતો ॥ ૩ ॥

श्रीमानदेवशुचिमानसमानतुंगमुख्यान् प्रभावकगुरून् स्मृतिमानयद्यः ।
श्रीशासनाभ्युदयदप्रथितावदातैस्तैस्तैश्चमत्कृतिकरैः कुमुदावदातैः ॥४॥

ભાવાર્થ—શ્રી શાસનને ઉન્નતિ આપનારા, કુમુદ જેવા ઉજ્વળ તેને ચમત્કારી પ્રસિદ્ધ ચરિત્રોથી જે સૂરિરાજે શ્રીમાનદેવ અને પવિત્ર હૃદયવાળા શ્રીમાનતુંગ વગેરે પ્રભાવક ગુરૂઓને સ્મરણ કરાવ્યા હતા ॥ ૪ ॥

तस्माद्बभूव विजयी जयचंद्रसूरिर्भूरिप्रतापसविता सवितानकीर्त्तिः ।
विद्वत्तया प्रथितया मितयात्रकृष्णवाग्देवतेति विरुदं गुरु यो दधार ॥५॥

ભાવાર્થ—તે મુનિ સુંદરસૂરિ પછી ઘણા પ્રતાપથી સૂર્ય જેવા અને સવિસ્તર કીર્તિવાળા શ્રી જયચંદ્ર નામે વિજયી સૂરિ થયા. જેઓએ પોતાની અપાર વિદ્વત્તાથી કૃષ્ણ વાગ્દેવતા એવું બિરૂદ ધારણ કર્યું હતું ॥ ૫ ॥

यः सोमसुंदरगुरूत्तमदत्तगच्छभारं वराह इव मुख्य उवाह पृथ्व्याः ।
अध्यापयद्बहुतपस्विपर्षदां महार्थं काव्यप्रकाशवरसम्मतिमुख्यशास्त्रम् ६

ભાવાર્થ—જે જયચંદ્ર સૂરિએ પૃથ્વીના ભારને વરાહની પેઠે શ્રી સોમસુંદર ગુરૂવર્યે આપેલા ગચ્છના ભારને વહન કર્યો હતો, અને જેઓએ મહાન અર્થવાળા કાવ્યપ્રકાશ, સંમતિતર્ક વગેરે શાસ્ત્રો ઘણા શીષ્યોને ભણાવ્યાં હતાં ॥ ૬ ॥

सूरीश्वरो भुवनसुंदरनामधेयः सद्भागधेयसुभगो भुवने विरेजे ।
यस्य प्रशस्यमुखपद्ममसौ स्वसद्म वाग्देवता प्रमुदिता विदधे सदैव ७

ભાવાર્થ—ઉત્તમ ભાગ્યથી સુંદર એવા ભુવનસુંદર નામે સૂરીશ્વર પૃથ્વી ઉપર શોભતા હતા, જેના પ્રશંસનીય મુખપદ્મને વાગ્દેવતા-એ હર્ષથી હમેશાં પોતાનું ગૃહ કર્યું હતું. અર્થાત્ વાગ્દેવતા નિરંતર તેમના મુખમાં રહેતા હતા ॥ ૭ ॥

जज्ञे निरस्तवृजिनो जिनसुंदराह्व सूरीश्वरो रविविभास्वरभासमूह ।
अंगानि योऽतरुदरं दरहृद्द्यार रुद्रप्रमाणि भुवनानि यथा मुकुंदः ॥८॥

ભાવાર્થ—સૂર્ય જેવી ભાસ્વર કાંતિવાળા અને પાપને દૂર કરનારા શ્રી જિનસુંદર નામે સૂરીશ્વર થયા હતા, જેઓએ શ્રીવિષ્ણુ જેમ પોતાના ઉદરમાં રૂદ્ર પ્રમાણ ભુવનોને ધારણ કરે તેમ ભયને હરનારા તે સૂરીશ્વરે ઉદરની અંદર અગ્યાર અંગોને ધારણ કર્યા હતા, અર્થાત્ તેઓ અગ્યાર અંગ જાણતા હતા ॥ ૮ ॥

जैवातृकांशुनतिजैत्रपवित्रकीर्त्तिर्भक्तार्त्तिकर्त्तनपटुर्जिनकीर्त्तिसूरि ।
आभाज्जिनेश्वरमतं जगतीमतंय. प्राद्योतयत् द्युतिभृतो निभृतोरुचेताः ९

ભાવાર્થ—ચંદ્રનાં કીરણોની શ્રેણીને જિતનારી જેની કીર્તિ છે અને ભકતોની પીડાને નાશ કરવામાં ચતુર એવા શ્રી જિન કીર્તિ સૂરી શોભતા હતા. મોટા ચિત્તવાળા અને કાંતિને ધારણ કરનારા ને સૂરીશ્વરે જગતને સંમત એવા જિનેશ્વર મતને પ્રકાશિત કર્યો હતો.

स्वांतं नितांतमपि यस्य विमुक्तवैरं वैराग्यरंगकलितं ममताव्यतीतं ।
मूर्त्तिश्च शांतरसकाम्रतमाऽसमा गोर्गीर्वाणवंद्यचरणस्य सुधासदृश्या. ॥

ભાવાર્થ—જેના ચરણ દેવતાઓને વંદવા યોગ્ય છે એવા તે સૂરિવર્યનું હૃદય હંમેશાં વૈરવિનાનું, વૈરાગ્ય રંગથી ભરપૂર અને મમતાથી રહિત છે, જેની મૂર્ત્તિ શાંતરસથી અતિ કમનીય છે, અને જેની અનુપમવાણી અમૃત જેવી છે ॥ ૧૦ ॥

कीर्त्तिप्रथा विजितराज विशालराजसूरि. सभूरिमहसा रविवत् वभासे ॥
ध्रीसूरिपुगवगुणाः प्रगुणा यदीयमाशिश्लिषन् वपुरपुण्यजना निरीक्ष्य॥

ભાવાર્થ—કીર્તિની પ્રખ્યાતિથી રાજવિશાલરાજ સૂરિને જિતનારા તે સૂરિ સૂર્યની પેઠે ઘણાં તેજથી પ્રકાશતા હતા. પુણ્ય રહિત લોકોને જોઇ શકાય નહીં તેવા તેના શરીરને શ્રી સૂરિવર્યના સર્વ ઉત્તમ ગુણો આલિંગન કરી રહ્યા હતા ॥ ૧૧ ॥

श्रीपत्तनोत्तमपुरे रचिताधिवासो गोविंदनामसुभगो व्यवहारिराज. ।
यस्य प्रशस्यतमसूरिपदप्रदानकाले ऽतनोत्तमहान् द्रविणव्ययेन १२

ભાવાર્થ—શ્રી પત્તનોત્તમ નગરમાં નિવાસ કરનાર ગોવિંદ એવા નામથી સુંદર એવો એક વ્યવહારી હતો, જેને પ્રશંસનીય સૂરિપદને આપવાને સમયે દ્રવ્ય ખર્ચી વિસ્તારવાળા ઉત્સવો કર્યા હતા.૧૨

श्रीरत्नशेखर इति प्रथितः पृथिव्यां पृथ्वीशवंदितपदः शुशुभे मुनींद्रः ।
यः शैशवेऽपि शिवकृद्दिशि दक्षिणस्यां शस्यांगरुक् समदवादिगणानजैषीत् ॥ १३ ॥

ભાવાર્થ—રાજાઓ જેના ચરણને વાંદે છે એવા શ્રી રત્નશેખર નામે પૃથ્વીમાં પ્રખ્યાત મુનીંદ્ર હતા, જેના શરીરની કાંતિ પ્રશંસનીય છે અને જે કલ્યાણને કરનારા છે એવા તે મુનિવરે દક્ષિણ દિશાના મદભરેલા વાદીઓના ગણને જીતી લીધા હતા. ॥ ૧૩ ॥

श्रीरम्यदेवगिरिवासिमहादिदेवो देवोरगेंद्रविनुतो व्यवहारिनेता ।
आचार्यवर्यपदमास्पदमिंदिराणां यस्याप्यकारयदिलाप्रसरत्प्रतापः १४

ભાવાર્થ—દેવતા અને નાગકુમારોએ સ્તુતિ કરેલા અને લક્ષ્મીથી રમણીય એવા દેવગિરિમાં નિવાસ કરનાર મહાદેવ નામે એક વ્યાપારીઓનો નાયક હતો. પૃથ્વીમાં જેનો પ્રતાપ પ્રસરે છે એવા તેણે સંપતિઓનું સ્થાનરૂપ એવું આચાર્યપદ જેને કરાવ્યું હતું ॥ ૧૪ ॥

जीयासुरुज्वलगुणोदयनंदिसूरि राजाश्चिराय रुचिरायपदं वृषोत्थम् ।
नृणां घृणांचितहृदः प्रदिशंत उच्चैर्विश्वप्रशस्यशमनिस्समसाम्यकाम्या

ભાવાર્થ—વિશ્વને પ્રશંસનીય એવી શમતા અને સમાનતાથી

ઇચ્છવા યોગ્ય દયાથી સુંદર હૃદયવાળા અને માણસોને ધર્મના લાભના રૂચિકર સ્થાનને આપતા એવા શ્રી ઉજ્વલ ગુણોદયનંદી નામે સૂરિરાજ જયવંતા વર્તો ॥ ૧૫ ॥

गंधारनाम्नि नगरे नगरेशमान्यो लक्षाधिकव्ययकरः करदीप्रपद्मः ।
श्रीलक्षसंघपतिरिद्धमहा स येषां श्रीसूरिसत्पदमदापयदिंदुकीर्त्तिः १६

ભાવાર્થ—નગરપતિને માનવા યોગ્ય, લાખોથી અધિક વ્યય કરનાર, કરમાં પ્રદીપ્ત કમળવાળા, તેજમાં વધેલો અને ચંદ્ર જેવી કીર્તિવાળો શ્રીલક્ષ નામે સંઘપતિ હતો, તેણે જેઓને ઉત્તમ સૂરિપદ અપાવ્યું હતું ॥ ૧૬ ॥

निःशेषभव्यजनतावनतांह्रिपद्माः पद्मासनाश्रितसमुच्छ्रितशस्तहस्ताः ।
सौभाग्यभाग्यपटलीपरिरब्धदेहाः स्नेहाधिबंधरहिता महिता महींद्रैः १७
श्रीरत्नशेखरगुरुप्रवराश्चिराय श्रीगच्छनाथपदवीं प्रतिपालयंतः ।
श्रीसूरिसत्पदजिनायतनप्रतिष्ठास्रग्रोपणादिशुभकार्यततिं चितेनुः ॥१८॥

ભાવાર્થ—સર્વ ભવ્ય જનોના સમુહ જેના ચરણકમળને નમે છે, પદ્માસન ઉપર બેસી જે પોતાનો દક્ષિણ હસ્ત ઉંચો રાખે છે, જેમનો દેહ સૌભાગ્ય તથા ભાગ્યની શ્રેણીથી આલિંગિત છે, જે સ્નેહ અને માનસી પીડાથી રહિત છે અને જેઓ રાજાઓથી પૂજિત છે એવા શ્રી રત્નશેખર ગુરૂએ ચિરકાળ સુધી શ્રી પ્રતિષ્ઠા અને માળાનું આરોપણ વગેરે શુભ કાર્યની શ્રેણીને વિસ્તાર કરી ॥ ૧૭–૧૮ ॥

स्व सूरयः प्रतिभया प्रभया दिनेशाः श्रीसूरयो जगति संत्यतिभूरयोऽपि ।
श्रीरत्नशेखरगुरोर्गरिमाद्रिमेरोः साम्यं न केपि दधिरे दधिशुभ्रकीर्त्तेः ॥

ભાવાર્થ—બુદ્ધિમા બ્રહસ્પતિ જેવા, અને કાંતિમાં સૂર્ય જેવા જગતમાં બીજા ઘણા સૂરિઓ છે; પણ ગૌરવતાના મેરૂ પર્વત જેવા અને દહીં જેવી ઉજ્વલ કીર્તિવાળા શ્રી રત્નશેખર ગુરૂની તુલ્યતાને કોઇ પણ ધારણ કરતા નથી ॥ ૧૯ ॥

ते पंडितादिमपदानि ददुर्मुनीनां दीक्षां च दक्षधिषणस्य बहोर्जनस्य ।
नंद्युत्सवांश्च पृथुयोगविधेर्व्यधु श्रीरत्नादिशेखरगुरुप्रवरा धरायाम् ॥

ભાવાર્થ—તે શ્રી રત્નશેખર ગુરૂવર્યે આ પૃથ્વી ઉપર મુનિઓને પંડિત વગેરે પદવીઓ આપી છે, ઉત્તમ બુદ્ધિવાળા ઘણા લોકોને દીક્ષા આપી છે અને મોટા યોગ વિધિમાં નંદી ઉત્સવો કર્યાં છે ॥ ૨૦ ॥

तपति जगति शश्वत्तस्य पट्टोदयाद्रौ
रविरिव गुरुलक्ष्मीसागरः सूरिराजः ।
परमततिमिराणि ध्वंसमानो ऽसमानो
ज्वलतरमहसाढ्यः प्रीणयंल्लोककोकान् ॥ २१ ॥

ભાવાર્થ—તેના પટ્ટરૂપી ઉદયાચળ ઉપર સૂર્યની પેઠે લક્ષ્મીસાગર નામે સૂરિરાજ જગતમાં હંમેશાં તપે છે, જેઓ અન્ય મતરૂપી અંધકારનો નાશ કરે છે અને અતુલ્ય અતિ ઉજવલ તેજથી વ્યાપ્ત થઇ લોકરૂપી ચક્રવાક પક્ષીઓને પ્રસન્ન કરે છે ॥ ૨૧ ॥

जगति सुगतिमार्गस्योपदेष्टाघपेष्टा
जयति यतिपलक्ष्मीसागरश्रीन्द्रसूरिः ।
सदसि जयरमां यो जीर्णदुर्गाधिनेतु
परमतदलनेन प्राप्तवान् पार्थिवार्च्यः ॥ २२ ॥

ભાવાર્થ—જગતમાં સદ્ગતિના માર્ગને ઉપદેશ કરનાર, પાપને પેષણ કરનાર અને જ્ઞાન લક્ષ્મીથી વધેલા શ્રી લક્ષ્મીસાગર મુનિરાજ જય પામે છે. જેઓએ જીર્ણદુર્ગના રાજાની સભામાં અન્ય મતનું ખંડન કરી વિજયલક્ષ્મી વડે રાજાની માન્યતા પ્રાપ્ત કરી હતી ॥ ૨૨ ॥

सत्प्रत्यपादि जिनपादिभिरुत्तमैस्तैश्चातुर्यमेव निखिलेषु गुणेषु गण्यम् ।
तत्पूर्णमर्णवगभीरतरस्य सूरेरस्यानवद्यमतिहृद्यमवेक्ष्यते ऽद्य ॥ २३ ॥

ભાવાર્થ—શ્રી તીર્થંકર વગેરે ઉત્તમ પુરૂષોએ પ્રતિપાદન કર્યું છે કે, સર્વ ગુણોમાં ચાતુર્યનો ગુણ ગણનીય છે, તે ગુણ આ જે સમુદ્ર

જેવા અતિ ગંભીર તે લક્ષ્મીસાગર સૂરિમાં અતિ મનોહર અને નિર્દોષ જોવામાં આવે છે ॥ ૨૩ ॥

आर्द्रीकृतानि वचनैर्हि सचेतनानां
चित्तान्यतुच्छतपगच्छपुरंदरस्य ।
किं चित्रमस्य तु गिरा सुकुमारयापि
ग्राग् भिद्यते दृपादिह ध्रुवमेकशोऽपि ॥ २४ ॥

ભાવર્થ—તે તપગચ્છના મહાન ઈંદ્રના વચનોથી સચેતનના ચિત્તઆર્દ્ર થાય તેમાં શું આશ્ચર્ય ! પણ તેમની કોમળ વાણીથી એક વાર પાષાણ પણ ભેદાય છે. ॥ ૨૪ ॥

गर्जोर्जितेन वियुतो न जडै समेतः कुग्राहसंगरहितो मधुरत्वयुक्तः ।
यः सागरस्य पुरुषोत्तमलक्षसेव्यो नाम्ना दधाति समतां न पुनर्गुणौघै.

ભાવાર્થ—લાખો ઉત્તમ પુરૂષોને સેવવા યોગ્ય એવા જે લક્ષ્મીસાગર સૂરિ પોતા નામથીજ સાગરની તુલ્યતાને ધારણ કરે છે પણ ગુણોના સમૂહથી ધારણ કરતા નથી. જેમ સાગર ઉગ્રગર્જના સહિત છે અને સૂરિ ઉગ્રગર્જનાથી રહિત છે. સાગર જડ (જલ) સાથે યુક્ત છે અને સૂરિ જડ (પુરૂષો) થી વિયુક્ત છે, સાગર નઠારા ગ્રાહ જુડનો સંગી છે અને સૂરિ કદાગ્રહી પુરૂષોના સંગથી રહિત છે. સાગર ખારો છે અને સૂરિ મધુરતા સહિત છે ॥ ૨૫ ॥

आशैशवादपि नयी विनयी विभाति विद्वो मनोज्ञगुणभृत् त्रिजगद्गुरुर्यः
किं चंदनद्रुरुदयन्नपि नो लभेतोच्चैर्निर्मलं परिमलं भुवनप्रशस्तं ॥२६॥

ભાવાર્થ—જે ત્રણ જગતના ગુરૂ સૂરિરાજ બાલ્યવયથી માંડીને નીતિમાન, વિદ્વાન અને મનોહર ગુણોને ધારણ કરનાર થઈ શોભતા

૧ આ ગુણ સૂરિ સાથે મળતો છે સાગર પુરૂષોત્તમ વિષ્ણુથી એક લક્ષે સેવવા યોગ્ય છે અને સૂરિ પણ લાખો ઉત્તમ પુરૂષોથી સેવ્ય છે.

હતા. ચંદનનું વૃક્ષ ઉગે ત્યારથીજ શું જગતમાં શ્રેષ્ઠ એવો પોતાનો નિર્મળ સુગંધ નથી ફેલાવતું ? ॥ ૨૬ ॥

श्रीसोमदासनृपमान्यवदान्यमुख्यश्रीसल्हसाधुरचितैरमितैर्महोघै ।
श्रीप्रौढपित्तलमयप्रतिमाप्रतिष्ठा प्रष्ठागरिष्ठमहिमा विदधे गुरुर्यः ॥२७॥

ભાવાર્થ—જે મોટા મહિમાવાળા ગુરૂએ શ્રી સોમદાસ રાજમાન્ય અને દાતારોમાં મુખ્ય એવા શ્રી સલ્હ સાધુએ રચેલા અપરિમિત ઉત્સવોના સમૂહથી લક્ષ્મીથી પ્રૌઢ એવી પિતળની પ્રતિમાઓની શ્રેષ્ઠ પ્રતિષ્ઠા કરી હતી ॥ ૨૭ ॥

यो दाक्षिणात्यश्रनिमुख्यमहादिदेवनिर्मापितामितधनव्ययरंगचंगं ।
श्रीयुक्तवाचकपदद्वितयं चलाटापल्ल्यां पुरि प्रवरधीर्विदधे बुधेशः२८

ભાવાર્થ—જે ઉત્તમ બુદ્ધિવાળા વિદ્વાન સૂરિએ ચલાટાપલ્લી નગરીમાં દક્ષિણી ગૃહસ્થોમાં શ્રેષ્ઠી એવા મહાદેવ શ્રેષ્ઠીએ જેમાં અપરિમિત ધનનો વ્યય કરી આનંદ કર્યો છે એવા બે શ્રી વાચકપદને કરેલા હતા ॥ ૨૮ ॥

द्वासप्ततिप्रमितपूजनयोग्यविश्ववस्वाढ्यहस्तमुनिमान७२ जिनालयानाम्
तावच्चतुःसहितविंशतिपट्टाबिंबव्रातस्य यो यतिपतिर्विदधे प्रतिष्ठाम् ॥

ભાવાર્થ—જે સૂરિરાજે બોતેર પ્રમાણે પૂજવા યોગ્ય વિશ્વ ધનાઢયોના બોંતેર જિનાલયોમાં તેટલીજ ચોવિશીના બિંબ સમૂહની પ્રતિષ્ઠા કરી હતી ॥ ૨૯ ॥

चक्रे च सूरिपदमास्पदमिंदिराणां श्रीमालवक्षितिपमानितचंद्रसाधुः ।
लक्षत्रयाधिकधनव्ययमव्ययश्रीरत्नक्षणेऽद्भुतकरं जगतो वितेने ॥३०॥

ભાવાર્થ—શ્રી માળવાના રાજાએ માનેલા ચંદ્ર સાધુએ ત્રણ લાખ દ્રવ્યનો વ્યય કરી જગતને આશ્ચર્યકારી અને સંપત્તિઓનું સ્થાનરૂપ સૂરિપદ કર્યું હતું ॥ ૩૦ ॥

श्रीमालवीयनृपलब्धघनप्रसादश्रीसूरवीरकृतलक्षधनव्ययाढ्यं ।
श्रीवाचकस्य शुभरत्नवरेण्यनाम्नः सूरीश्वरः प्रवरसूरिपदं ददौ य ३१

ભાવાર્થ--જે સૂરીશ્વરે શ્રી માળવ દેશના રાજાનો જેણે ઘણો પ્રસાદ મેળવ્યો છે એવા શ્રી સૂરિવીર શ્રેષ્ઠીએ જેમાં લાખ દ્રવ્ય ખર્ચ્યું છે એવું ઉત્તમ સૂરિપદ શ્રી શુભરત્ન વાચકને આપ્યું હતું ॥ ૩૧ ॥

श्रीसोमदेवगुरवः परवादिगर्वसर्वंकषावचनपद्धतिभिर्विरेजुः ।
यन्नाम नाम भुवने निखिलेऽपि कामं तीक्ष्णांशुधामवदहो प्रससार सारं॥

ભાવાર્થ—શ્રી સોમદેવ ગુરૂ પરવાદીઓના ગર્વને નાશ કરનારા વચનની પદ્ધતિ વડે શોભતા હતા, જેનું શ્રેષ્ઠ નામ બધા જગતમાં સૂર્યના તેજની માફક અત્યંત પ્રસરેલું છે ॥ ૩૨ ॥

किं वर्ण्यते भुवि सकर्णजनेन यस्य सौभाग्यमद्भुततमं किमु भाग्यमेव ।
किं वा यशः शशिवरद्युतिभारभास्वत् किं वा महः स्फुरदहः पति-
कांतिजैत्रं ॥ ३३ ॥

ભાવાર્થ--વિદ્વાનો તે અદ્‌ભુત સૌભાગ્યને શું વર્ણવી શકે! તેમજ જેના ચંદ્રની કાંતિ જેવા પ્રકાશિત યશને વા સૂર્યની કાંતિને જીતનારા સ્ફુરણાયમાન તેજને પણ શું વર્ણવી શકે? ॥ ૩૩ ॥

विद्वद्वरा इह हि संति पर सहस्रा घस्राधिपद्युतिभृता निभृताः कलाभिः।
न स्वल्पमात्रामपि यस्य तु साम्यभाजोःमेरोरिवान्यगिरयो विलसन्नमेरोः

ભાવાર્થ—સૂર્યના જેવી કાંતિવાળા અને કળાઓથી પરિપૂર્ણ એવા બીજા હજારો ઉત્તમ વિદ્વાનો અહિં રહેલા છે, પણ નમેરૂ વૃક્ષવાળા મેરૂની આગળ જેમ બીજા પર્વતો છે તેમ તેઓ જેની આગળ અલ્પ માત્ર પણ સમાનતાને ભજનારા નથી ॥ ૩૪ ॥

वादोर्वरां भजति यत्र हि काकनाशं नेशुः प्रवादिनिकरा मुखरा अपिश्राक्
क्ष्वेडां वितन्वति वने प्रबले मृगेंद्रे नि शूकशूकरगणा प्रसरंति किं ते ॥

ભાવાર્થ--તે સૂરિરાજ જ્યારે વાદની ભૂમિ ઉપર આવે છે ત્યારે વાચાલ એવા પણ વાદીઓના સમૂહ તત્કાલ કાકપક્ષીની પેઠે નાશી

જાય છે. જ્યારે વનમાં પ્રબલ કેશરીસિંહ સિંહનાદ કરે ત્યારે શું કુકરનાં ટોળાં પ્રસરી શકે ? ॥ ૩૫ ॥

वक्तृत्वनिर्मलकलां सकलां यदीयां दक्षा निरीक्ष्य भृशमूहसमूहभाजः।
स्युर्बप्पभट्टिरथ किं प्रभुहेमसूरिः श्रीसिद्धसेनसुगुरु. किमु वज्रनेता३६

ભાવાર્થ—જેની વક્તૃત્વપણાની નિર્મળ કલા જોઇ દક્ષ પુરૂષો તર્ક વિતર્કો કરતા હતા કે, શું આ બપ્પભટ્ટિ છે ? વા શું હેમચંદ્ર સૂરિ છે ? શું સિદ્ધસેન દિવાકર છે ? અથવા શું વજ્ર સ્વામી છે ? ॥ ૩૬ ॥

श्रीमद्गदाख्यसचिवोत्तमनिर्मितेन निर्देशतो गणपतेर्महता महेन ।
य. सर्ववित्प्रतिकृतिप्रवरप्रतिष्ठां श्रीमच्च वाचकपदं रचयांचकार ३७

ભાવાર્થ—જે સર્વજ્ઞ સૂરિરાજે ગણીનાથની આજ્ઞાથી શ્રીગદ નામના મંત્રીશ્વરે કરેલા મોટા મહોત્સવવડે પ્રતિબિંબની શ્રેષ્ઠ પ્રતિષ્ઠા કરી અને શ્રી વાચકપદને રચ્યું હતું ॥ ૩૭ ॥

श्रीमेदपाटपतिरुत्कटशत्रुजैत्रः श्रीकुंभकर्णनृपतिर्नृपतिग्मभानु ।
यन्नव्यकाव्यकलया हृदये जहर्ष श्रीहर्षतोयमधिकं च कविं स मेने ३८

ભાવાર્થ—ઉગ્ર શત્રુઓને જિતનારા અને રાજાઓમાં સૂર્ય સમાન એવા મેવાડપતિ શ્રી કુંભકર્ણ રાજા જેની નવીન કાવ્ય કળાથી હૃદયમાં હર્ષ પામ્યા હતા અને તેઓ જેને શ્રી હર્ષથી પણ અધિક કવિ માનતા હતા ॥ ૩૮ ॥

श्रीजीर्णदुर्गविभुमंडलिको नरेंद्रो यत्पूरितां नवमहार्थयुतां समस्याम् ।
आकर्ण्य कर्णपुटकेन सकर्णवर्ण्यां तूर्णं स्वकीयहृदये स चमच्चकार ३९

ભાવાર્થ—શ્રી જીર્ણદુર્ગનો રાજા મંડળિક જેણે પૂરેલી અને વિદ્વાનોએ વર્ણન કરેલી મહા અર્થવાળી સમસ્યાને કર્ણપુટથી સાંભળી તત્કાળ પોતાના હૃદયમાં ચમત્કાર પામી ગયો હતો ॥ ૩૯ ॥

प्रत्यर्थिकंपकरचंपकनेरनेता दातावदातचरितो जयसिंहभूपः ।
संप्रीणितः प्रणयिभिः सह यद्वचोभिस्तूर्णं स घूर्णयति मौलिमिलेशमौलिः

ભાવાર્થ—રાજાઓમાં મુગટરૂપ ઉજ્વળ ચરિત્રવાળો દાતાર અને શત્રુઓને કંપાવનાર શ્રી ચંપકનેરનો રાજા જયસિંહ જેના વચનોથી સ્નેહિ મંડળ સાથે પ્રસન્ન થઈ તત્કાળ મસ્તકને ધુણાવતો હતો ॥ ૪૦ ॥

जगदनुपमरूपध्वस्तकंदर्पदर्पः शशिविशदयशोभि शोभिताशेषविश्व.।
पदनतनरदेवः सोमदेव ससूरिश्चतुरिमगुरसूरिः भूरिभा भासतेस्म४१

ભાવાર્થ—જગતમાં અનુવર સ્વરૂપથી કામદેવના ગર્વને તોડનાર, ચંદ્ર જેવા યશથી સમગ્ર વિશ્વને શોભાવનાર, ચાતુર્યમાં બૃહસ્પતિ જેવા અને જેના ચરણુમાં રાજાઓ નમે છે એવા શ્રી સોમદેવ ઘણુા તેજસ્વી સૂરિ શોભતા હતા ॥ ૪૧ ॥

सूरिः श्रीश्रितसोमदेवसुगुरुर्वादीन्द्रविद्रावणः
प्रोद्भिद्राद्भुततेजसाश्रिततनुर्वर्ण्य. कथं नो सताम् ।
यस्यास्यांबुरुहे विकस्वरतरे रोचि परागांचिते
सा चिक्रीड सरस्वती भगवती प्रेमप्रणुन्ना निशम् ॥ ४२ ॥

ભાવાર્થ—તે શોભાયુત સોમદેવ ગુરૂ કે જેઓ વાદીંદ્રોને નસાડનારા અને જેનું શરીર પ્રકાશિત એવા અદ્ભુત તેજથી આશ્રિત છે. તેઓ સત્પુરૂષોને વર્ણુનીય કેમ ન હોય ? જેના તેજ રૂપ પરાગથી સુંદર એવા પ્રફુલ્લિત મુખ કમળને વિષે પ્રેમથી પ્રેરાયેલા ભગવતી સરસ્વતી હંમેશા ક્રીડા કરતા હતા ॥ ૪૨ ॥

वाक्यापाकृतचंदनः सुवदनः सूरिः सुधानंदनः ।
क्षिप्तद्विट्मदनः कृताघकदनः स भ्राजते ऽस्तांजन. ।
क्लिष्टग्रंथमहार्णवं गुरुतमं यच्छेमुषी सर्वतो·
मुख्यहाय जगाह वाक्पतिमतिप्रस्पर्द्धिनी नौरिव ॥ ४३ ॥

ભાવાર્થ—વાણીથી ચંદનને તિરસ્કાર કરનાર અમૃતની પેઠે

આનંદ આપનાર, કામ રૂપ શત્રુને પરાસ્ત કરનાર, પાપને નાશ કરનાર અને કલંકથી દૂર એવી ઉત્તમ મુખવાળા તે સૂરિ પ્રકાશે છે. જેની સર્વ તો મુખી બુદ્ધિ બૃહસ્પતિની સ્પર્ધા કરતી અતિશે મોટા એવા કિલષ્ટ ગ્રંથ રૂપ સાગરમાં વહાણની પેઠે પ્રવેશ કરતી હતી ॥ ૪૩ ॥

श्रीमान् राजति रत्नमंडन गुरुर्बुद्ध्यागुरुश्चातुरीभ्राजिष्णुः
स्मरराजिष्णुरुष्णकिरणप्रोद्भिद्रनाभास्वरः ।
यद्वक्तृत्वकवित्वकाव्यकलया ते रंजिता वादिनो
विद्वांसश्च न धूनयंति तरसा स्वीयं शिरः के भुवि ॥ ४४ ॥

ભાવાર્થ—બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા ચાતુર્યથી ચળકતા કામદેવને જિતનારા, અને સૂર્ય જેવી કાંતિવાળા શ્રીમાન્ રત્ન મંડન ગુરૂ જય પામે છે, જેના વકૃત્વ અને કવિત્વની કાવ્યકળાથી રંજિત થયેલા કયા વિદ્વાન વાદિઓ આ પૃથ્વી ઉપર પોતાના મસ્તક ધૂણાવતા નથી ? ॥ ૪૪ ॥

गंभीरैर्मधुरैर्महार्थरुचिरैः स्फारैरुदारैः परैः
पद्यैर्हृद्यतमैश्च गद्यपटलैर्जल्पन्नविश्रांतयोः ।
विद्वत्संसदि रत्नमंडलमिवाभाति स्म यः स्मेरभा
स्तल्लेभे भुविरत्नमंडन इति ख्यातामिधां सूरिराट् ॥ ४५ ॥

ભાવાર્થ—વિકાશિત કાંતિવાળા તે સૂરિરાજ ગંભીર, મધુર, મહાર્થવડે સુંદર, ઉદાર, ઉત્કૃષ્ટ અને ઘણાં મનોહર એવા પદ્યોથી અને ગદ્યોથી અવિશ્રાંત વાણીએ બોલવાથી વિદ્વાનોની સભામાં રત્નમંડનની પેઠે શોભતા હતા. તેથી તે પૃથ્વી ઉપર રત્નમંડન એવા વિખ્યાત નામને પ્રાપ્ત થયા છે ॥ ૪૫ ॥

भाति श्रीशुभरत्नसूरिसुगुरुः प्रज्ञाजितस्वर्गुरु-
र्गूढार्थेषु नयेषु सप्तसु लसत्प्रावीण्यसंशोभितः ।
बुद्धिर्यस्य तरी गरीयसि तपाशाखोल्लसद्वारिधेः
पारं सत्वरमेव सेवकनृणां संज्ञापयेद्धिष्टपे ॥ ४६ ॥

ભાવાર્થ—બુદ્ધિથી બૃહસ્પતિને જિતનાર અને ગુઢ અર્થવાળા સાત નયમાં પ્રવીણતાના વિલાસથી શોભતા શ્રી રત્નસૂરિ ગુરૂ પ્રકાસે છે. જેની બુદ્ધિરૂપી નાવિકા આ જગતમાં તેના સેવકોને મોટા તપાગચ્છના શાસ્ત્રી સાગરના પારને સત્વર પામી જાય છે ॥ ૪૬ ॥

श्रीमान् सोमजयाव्हसूरिरनिशोर्बाभाति भातिग्मरुक् ।
तुल्योऽतुल्यपराक्रमः क्रमनमद्भूपालमालार्चित. ।
यस्मिन् जल्पति सद्विकल्पपटलं वादांगणे संस्कृतं
तूर्णं तच्छुटने पलायनकला सैव स्मृता वादिभिः ॥ ४७ ॥

ભાવાર્થ—કાંતિથી સૂર્ય જેવા, અતુલ્ય પરાક્રમી અને ચરણમાં નમતા રાજાઓ એ પૂજેલા શ્રીમાન્ સોમજય નામે સૂરિ અતિશે શોભતા હતા, જે સૂરિરાજ વાદના આંગણામાં સારા તર્કોથી ભરપૂર એવું સંસ્કૃત જ્યારે બોલે છે ત્યારે વાદીઓએ તેમાંથી સત્વર છુટી જઇ પલાયન કરવાની કળા સ્મરણ કરેલી હતી ॥ ૪૭ ॥

श्रीमत्साधुषु राजतां समभजत् श्रीसाधुराजाह्वयो-
पाध्यायः प्रगुणैर्गुणैरनणुभिर्गांभीर्यधैर्यादिभिः ।
दुर्भेद्यानपि तान् विभेद तरसा शास्त्रौघदीव्यत्पटान्
शूचीतीक्ष्णतरा यदीयधिषणा निस्तंद्रचंद्रोज्वला ॥४८॥

ભાવાર્થ—તે પછી શ્રી સાધુરાજ નામે ઉપાધ્યાય પોતાના ગાંભીર્ય ધૈર્ય વગેરે મોટા ઉત્તમ ગુણોથી શ્રી સાધુઓમાં રાજાપણાને ભજતા હતા, જેની સોયના જેવી અતિ તીક્ષ્ણ અને પૂર્ણચંદ્ર જેવી ઉજ્વળ બુદ્ધિ દુર્ભેદ્ય એવા શાસ્રના યૂથરૂપી દિવ્ય વસ્રોને વેગથી ભેદી નાખતી હતી ॥ ૪૮ ॥

उर्व्यां श्रीजिनमंडनो ऽस्तवृजिनो लेभे महावाचक-
ख्यातिं ख्यातगुणोत्करैः प्रविकसत्कुंदावदातप्रभैः ।
गुर्व्या वाक्कलया शशांककलया चादूष्यवैदुष्यतो-
यो भूपान् समरंजयज्जयरमाश्लिष्टो गरिष्ठोन्नति ॥ ४९ ॥

ભાવાર્થ—તે પાપને નાશ કરનારા શ્રી જિનમંડન સૂરિ ડોલરના પુષ્પ જેવા ઉજ્વળ ગુણોના સમૂહથી પૃથ્વી ઉપર મહાવાચક એવી ખ્યાતિને પ્રાપ્ત થયા હતા. જે સૂરિરાજે ઉત્તમ ઉન્નતિ મેળવી ચંદ્રની કળા જેવી મોટી વાણીની કળાથી અને નિર્દોષ વિદ્વત્તાથી રાજાઓને રંજન કર્યા હતા ॥ ૪૯ ॥

श्रीगच्छाधिपसोमसुंदरगुरोः शिष्याग्रणीः सद्गुणी
श्रीचारित्रपवित्रितांगसुभगश्चारित्ररत्नाह्वय. ।
श्रीमान्वाचकपुंगवः स्ववगवीध्वस्तप्रसर्पत्तमा
रेजे रंजितभूपतिर्जिनपाते श्रीशासनाहर्पति. ॥ ५० ॥

ભાવાર્થ—શ્રી ગચ્છપતિ સોમસુંદર ગુરૂના મુખ્ય શિષ્ય ચારિત્રરત્ન નામે થયા હતા, જેઓ સદ્‌ગુણી, ચારિત્રથી પવિત્ર એવા અંગવડે સુંદર, પોતાની વાણીથી અન્યમતના વેગને પરાસ્ત કરનાર, શ્રી જિનપતિના શાસનમાં સૂર્ય સમાન અને રાજાઓને રંજન કરનાર શ્રી વાચકવર્ય થયા હતા ॥ ૫૦ ॥

दध्रे कृष्णसरस्वतीति बिरुदं यो यं च विद्वत्प्रभुं
प्राहुर्विज्ञनरा महार्णवसमस्तीर्णो भवो येन च ।
यस्मै भूपगणो नमस्यति शुभं यस्माच्च यस्योज्वला
मूर्त्ति. स्फुर्त्तियुता परागुणभरा यस्मिंश्च वासं व्यधुः ॥५१॥

ભાવાર્થ—જેણે કૃષ્ણ સરસ્વતી એવું બિરૂદ ધારણ કર્યું હતું, વિદ્વાનો જેને વિદ્વાનોના પ્રભુ કહેતા હતા, જે મહાન સમુદ્ર જેવો સંસાર તરી ગયા હતા, રાજાઓનો સમૂહ જેને નમતો હતો, જેનાથી શુભ થતું હતું, જેની મૂર્તિ ઉજ્વળ અને સ્ફુર્ત્તિવાળી હતી અને ઉત્તમ ગુણો જેનામાં વાસ કરી રહ્યા હતા ॥ ૫૧ ॥

सत्याश्लिष्टतनुर्महाव्रतितया ख्यातस्तथा सर्ववित्
शश्वत् श्रीवृषभासनोऽपि च हरन् ' कंदर्पदर्पव्रजं ' ।

ईशत्वं सकलं दधार परमं श्रीसत्ययुक्शेखरो-
पाध्यायो न दधौ तु तामसमहोभावं सुभावांचितः ॥ ५२ ॥

ભાવાર્થ—તે સત્યશેખર ઉપાધ્યાય, સત્ય સાથે યુક્ત હતા, મહાવ્રતીપણાથી વિખ્યાત હતા, સર્વ વેત્તા હતા, હંમેશા વૃષભ-ધર્મ ઉપર રહેનારા અને કામદેવના ગર્વને હરનારા હતા. આ પ્રમાણે સર્વ રીતનું ઈશ્વિરત્વ ધારણ કરતા છતાં પણ તે ઉત્તમ ભાવવાળા ઉપાધ્યાય તામસ ભાવને ધારણ કરતા નહુતા ॥ ૫૨ ॥

तावद् गर्वमखर्वमात्महृदये प्रोन्मादिनो वादिनो
नल्पं संस्कृतजल्पगोचरमिलापीठे प्रचक्रुः समे ।
यावत् श्रीयुतहेमहंस उरुधीः श्रीवाचकेष्वग्रणी-
स्तद्दर्पज्वरवैद्यराजसदृशो नागाद् दृशोरध्वनि ॥ ५३ ॥

ભાવાર્થ—મોટી બુદ્ધિવાળા અને તે વાદીઓના ગર્વ રૂપ જ્વરમાં વૈદ્યરાજ જેવા તે શ્રી હેમહંસ નામે વાચકાગ્રણી જ્યાં સુધી દૃષ્ટિ માર્ગમાં આવ્યા નથી ત્યાં સુધી આ પૃથ્વી ઉપર સર્વ ઉન્માદી વાદીઓ પોતાના હૃદયમાં સંસ્કૃત બોલવા અતિ મોટા ગર્વને ધારણ કરે છે ॥૫૩॥

राराद्दि स्म विवेकसागर इति श्रीपंडितः खंडित-
प्रोन्मादिप्रतिवादिसिंधुरघटः पार्रीद्रतिर्निर्द्रभाः ।
षट्तर्कीपारतर्ककर्कशमतिर्वादांगणोर्व्यां जयं
लब्ध्वा यः समभासयत् क्षितितले जैनेश्वरं शासनं ॥ ५४ ॥

ભાવાર્થ—ઉન્માદી એવા પ્રતિવાદીરૂપ હસ્તીઓની ઘટાને ખંડિત કરનાર અને સૂર્ય જેવી કાંતિવાળા શ્રી વિવેક સાગર નામે પંડિત વિજયવંત વર્ત્તે છે. છ તર્કના શાસ્ત્રોના તર્કોથી કઠોર બુદ્ધિવાળા જે સૂરિરાજે વાદ કરવાના આંગણાની ભૂમિમાં જય મેળવી પૃથ્વીપર જૈનશાસનને પ્રકાશિત કર્યું હતું ॥ ૫૪ ॥

अच्यौं राजसु राजवर्द्धनबुधश्चारित्रराजस्तथा
पृथ्व्यां तौ विततौ धिया रुचिरया भूरिप्रभौ रेजतुः ।

पारींद्राविव यो विनिद्रनिनदैः श्रीदक्षिणस्यां दिशि
श्राक् वादींद्रमहामतंगजगणांस्तान्निर्मदांश्चक्रतुः ॥ ५५ ॥

ભાવાર્થ—તે પછી રાજાઓમાં પૂજ્ય એવા રાજવર્ધન અને ચારિત્રરાજ નામે બે સૂરિ હતા. તેઓ સુંદર બુદ્ધિથી વિસ્તારવાળા અને ઘણી કાંતિવાળા શોભતા હતા. જાણે સિંહ હોય તેમ તે બંનેને દક્ષિણ દિશાના વાદીરૂપ ગજેન્દ્રોને જેણે મોટા નાદથી મદરહિત કરી દીધા હતા. ॥ ૫૫ ॥

सन्नैपुण्यवरेण्यपुण्यधिषणः श्रीपुण्यराजो रजो-
मुक्तः शुक्तिपुटावदाततहृदयो रेजेतरां पंडितः ।
क्षितेषु प्रतिवादिषु प्रतिपदं प्रोन्मादिषु प्रत्यलो
यः श्रीमान् विजयश्रिया श्रितहितव्यूहप्रदः शिश्रिये ॥ ५६ ॥

ભાવાર્થ—ઉત્તમ નિપુણતાથી શ્રેષ્ઠ અને પવિત્ર બુદ્ધિવાળા, છીપ જેવા ઉજ્વળ હૃદયવાળા અને રજોગુણથી રહિત એવા શ્રી પુણ્યરાજ પંડિત અતિશે શોભે છે. પ્રત્યેક ઉન્માદી વાદીઓને દૂર કરી વિજય લક્ષ્મીથી યુક્ત એવા તે સૂરિ ધર્મ વ્યૂહને પ્રાપ્ત થયા હતા ॥ ૫૬ ॥

श्रीमंतः श्रुतशेखराह्वविबुधाः श्रीवीरभूच्छेखराः ।
श्रीसोमादिमशेखराश्च विदुराः श्रीज्ञानकीर्त्याह्वयाः ।
चत्वारः श्रुतविश्रुताश्चतुरतासंशोभिताः संशयान्
घ्नन्ति स्मासुमतां तमांसि तरणेर्दीप्राः करौघा इव ॥ ५७ ॥

ભાવાર્થ—શ્રીમાન શ્રુતશેખર, શ્રી વીરભૃતશેખર શ્રી સોમશેખર અને શ્રી જ્ઞાનકીર્તિ એ ચાર શાસ્ત્ર વિખ્યાત સૂરિવરો ચાતુર્યથી શોભિત હતા. તેઓ સૂર્યના પ્રદીપ્ત કિરણોના સમૂહ પેઠે અંધકારને નાશ કરે તેમ પ્રાણીઓના સંશયોને નાશ કરતા હતા ॥ ૫૭ ॥

सन्मूर्त्तिः शिवमूर्त्तिनाम विबुधः श्री धर्मयुग्मंडनो
ज्योतिर्विद्वरहर्षमूर्त्तिविबुध. श्रीहर्षकीर्त्याह्वय. ।

हर्षाद्भूषणहर्षवीरविबुधौ शास्त्रांबुधौ निर्भरं
क्रीडन्त. प्रगुणैर्गुणैरपि सितैः क्ष्मां रंजयंति स्म ते ॥५८॥

ભાવાર્થ--કલ્યાણમય મૂર્તિવાળા, શિવમૂર્તિસૂરિ શ્રી ધર્મમંડન-સૂરિ જ્યોતિર્વિદ્ એવા હર્ષમૂર્તિ, શ્રી હર્ષકીર્તિ, શ્રી હર્ષભૂષણ અને શ્રી હર્ષવીર એ વિદ્વાનો નિર્મળપણે શાસ્ત્રરૂપી સમુદ્રમાં ક્રીડા કરતાં થતાં પોતાના ઉજ્વળ ઉત્તમ ગુણોથી આ પૃથ્વીને રંજન કરે છે. ॥ ૫૮ ॥

संख्यावान् विजयादिशेखरबुधो नुस्यूतजल्पे पटु-
र्विज्ञश्चामरसुंदरो विदुरहृत् पद्मप्रबोधांशुमान् ।
लक्ष्मीभद्रबुधः सलक्षणलसद्धी सिंहदेवोऽप्यमी
कुर्वंतिस्म गतस्मयान्निजगिरा वादीश्वरान् भास्वरान् ॥५९॥

ભાવાર્થ—સંખ્યાવાદી જયશેખર સૂરિ, સંસ્કૃત બોલવામાં ચતુર એવા વિદ્વાન અમરસુંદર, વિદ્વાનોના હૃદય કમળને પ્રબોધ કરવામાં સૂર્ય રૂપ શ્રી લક્ષ્મીભદ્ર સૂરિ, વ્યાકરણમાં સદ્બુદ્ધિવાન્ શ્રી સિંહદેવ આ વિદ્વાનો પોતાની વાણીથી પ્રકાશિત એવા વાદીશ્વરોને પણ ગર્વ રહિત કરતા હતા ॥ ૫૯ ॥

सद्व्याख्यानकलाचमत्कृतसभो रत्नप्रभ पंडितः
शीलप्रोज्वलशीलभद्रविबुधश्चारित्रिणामग्रणीः ।
तत्तद्दुर्गमशास्त्रपाठनकलास्पृक् नंदिधर्मस्तथा
त्रेताग्निप्रतिमास्त्रयस्त्रिभुवने भांति स्म तेजोभरै. ॥ ६० ॥

ભાવાર્થ—વ્યાખ્યાન કળાથી સભાને ચમત્કાર કરનારા પંડિત રત્નપ્રભ, શીલથી ઉજ્વળ એવા વિદ્વાન શ્રી શીલભદ્ર, ચારિત્રધારી-ઓમાં અગ્રણી અને તે તે દુર્ગમ શાસ્ત્રોને પઠન કરાવવાની કળાને સ્પર્શ કરનાર નંદિ ધર્મ તે ત્રણે સૂરિઓ પોતાના તેજના ભારથી ત્રણ ભુવનમાં અગ્નિ જેવા શોભતા હતા ॥ ૬૦ ॥

श्रीमच्छांतिजिनस्मृतिं विरचयन् श्रीशांतिचंद्रो गणिः
श्रीमद्वीरविनिर्मितातुलतपस्तुल्यं तपस्तप्तवान् ।
स्वात्मानं न हि केवलं स कृतवानत्यंतशुद्धं महा-
नर्हच्छासनमप्यहो रचितवान् दीप्रद्युताद्योतितं ॥ ६१ ॥

ભાવાર્થ—શ્રી શાંતિચંદ્ર નામે ગણી શ્રી શાંતિનાથ પ્રભુનું સ્મરણ કરી શ્રી વીરપ્રભુએ કરેલા અતુલ તપના જેવું ઉગ્રતપ તપ્યા હતા એ મહાન્ પુરૂષે કેવળ પોતાનો આત્માજ અતિ શુદ્ધ કર્યો હતો એમ નહીં પણ તેણે અર્હંત શાસનને પણ પ્રદીપ્ત કાંતિથી પ્રકાશિત કર્યું હતું ॥ ૬૧ ॥

रेजे श्रीविनयादिसिंहगणिराट् सिंहप्रभास्वद्बलः
पंचाशत्क्षपणादिदुस्तपतपःकर्त्ता प्रहर्त्ताहसाम् ।
हर्षात्सेनगणीश्वरो वरतरस्वाध्यायकोलाहला-
रावत्रासितमोहभूमिरमणश्चाप्यप्रमत्तः सदा ॥ ६२ ॥

ભાવાર્થ—સિંહના જેવા બળથી પ્રકાશિત, પચાશ ક્ષપણ વગેરે દુસ્તર તપ કરનાર, અને પાપને પ્રહાર કરનાર શ્રી વિનયસિંહ ગણી અને ઉત્તમ સ્વાધ્યાયના કોલાહલના શબ્દોથી મોહરૂપી રાજાને ત્રાસ આપનાર અને પ્રમાદ રહિત એવા શ્રી હર્ષસેનગણી તેઓ બંને શોભતા હતા ॥ ૬૨ ॥

आभात् श्रीयुतहर्षसिंहगणिराट् सिंहस्फुरद्विक्रमः
शश्वत्स्थानकभक्तपानकरणश्चातापनातत्परः ।
इत्याद्या गणनातिगा गुणगणाधारा महर्ष्युत्करा
आसन् संति च शुद्धशीलचरणाचारा विचारान्विताः ॥६३॥

ભાવાર્થ—સિંહના જેવા સ્ફુરણાયમાન પરાક્રમવાળા, હંમેશાં સ્થાનક પરત્વે ભક્ત પાન કરનારા અને આતાપના કરવામાં તત્પર

એવા શ્રી હર્ષસિંહગણી શોભતા હતા. ઈત્યાદિ શુદ્ધ શીલ ચારિત્ર અને આચારવાળા, ઉત્તમ વિચારવાળા અને ગુણ ગણના આધાર રૂપ એવા મહર્ષિઓના સમૂહ થયા હતા અને થાય છે ॥ ૬૩ ॥

स्वच्छे श्रीयुतसोमसुंदरगुरोर्गच्छेऽप्यतुच्छे गुणैः
संख्या नो वरिवर्त्ति पंडितगणिक्षुल्लादिसंख्यावताम् ।
रत्नानामिव कांतकांतिसजुषां रत्नाकरस्य स्फुर-
त्ताराणां च यथापृथुद्युतिभृतां श्रीतारकाधीशितुः ॥६४॥

ભાવાર્થ—જેમ સમુદ્રમાં કાંતિવાળા રત્નોની અને ચંદ્રમાં વિશાળ કાંતિવાળા તારાઓની સંખ્યા નથી તેમ શ્રી સોમસુંદર ગુરૂના ગુણોથી મહાન્ એવા સ્વચ્છ ગચ્છમાં પંડિતો, ગણીઓ અને ક્ષુલ્લકો વગેરે વિદ્વાનોની સંખ્યા નથી ॥ ૬૪ ॥

श्रीसोमादिमसुंदरस्य सुगुरोः श्रीमद्गणे सद्गुणे
मोहद्रोहकथाप्रथा नहि मनाक् नैव प्रमादच्छलम् ।
नो वार्त्ताप्यनृतस्य तस्य विकथा नामापि न श्रूयते
राज्यं प्राज्यमनुत्तरं विजयते श्रीधर्मभूमीशितुः ॥ ६५ ॥

ભાવાર્થ—શ્રી સોમસુંદર ગુરૂના શ્રીમાન્ સદ્‌ગુણી ગચ્છમાં મોહ અને દ્રોહની તો કથા નહતી, પ્રમાદ તથા છળ જરાપણ નહતા, અસત્યની તો વાતજ નહતી અને નિંદાનું તો નામજ સંભળાતું નહતું, તેમાં તો કેવળ ધર્મરાજનું અનુપમ મોટું વિશાળ રાજ્ય વિજયવંત વર્ત્તે છે ॥ ૬૫ ॥

कोशाहत्प्रतिबोधकस्य परमब्रह्मस्वरूपामृत-
स्नातस्य प्रथितस्य शीलजगुणैः श्रीस्थूलभद्रप्रभोः
आख्या ख्यातिधरा धरातलगता यावद्वरीवर्त्यसौ
तावत्तं किल कालमस्य सुगुरोर्नामावली स्थास्यति ॥६६॥

ભાવાર્થ—કોશાહારીને પ્રતિબોધ કરનાર, પરબ્રહ્મ સ્વરૂપ રૂપી અમૃતમાં સ્નાન કરેલા, અને શીલના ગુણોથી પ્રખ્યાત, એવા શ્રી સ્થૂળભદ્ર મુનિનું વિખ્યાત નામ જ્યાં સુધી પૃથ્વી ઉપર પ્રવર્ત્તે તેટલા કાળ સુધી આ ઉત્તમ ગુરૂનું નામ પણ પૃથ્વી ઉપર રહેશે ॥૬૬॥

सूरींद्रा अभवन् घना अपि भविष्यन्ति क्षमामंडले ।
संत्यद्यापि परं न केऽपि सुगुरोरस्योपमानं दधुः ।
किं मेरोरुपमां हि बिभ्रति मनाक् स्वल्पांगभृत्सर्षपाः
किं वा श्रीग्रहनायकस्य सदृशाः सद्विग्रहाः स्युर्ग्रहाः ॥६७॥

ભાવાર્થ—આ પૃથ્વી ઉપર ઘણાં સુરીંદ્રો થઈ ગયા, થશે અને છે, પરં અદ્યાપિ કોઈ આ ગુરૂની ઉપમાને પ્રાપ્ત થયા નથી. અલ્પ અંગવાળા સર્ષવના દાણા શું મેરૂની ઉપમાને ધારણ કરે! અથવા સર્વ ગ્રહોના નાયક શ્રી સૂર્યના જેવા ઉત્તમ દેહવાળા શું બીજા ગ્રહો થાય ? ॥ ૬૭ ॥

सत्पीयूषकिरा गिरास्य सुगुरोर्यो न प्रबुद्धो नरः
सोऽयं नूनमभव्यतां स्पृशति वाऽसौ दूरभव्यत्वभाक् ।
किं मुद्गाख्यदृषत् घनाघनमहाधाराभिरार्द्री भवेत्
किं घूकस्य च भानुभानुभिरपि स्याल्लोचनोद्घाटनम् ॥६८॥

ભાવાર્થ—આ ઉત્તમ ગુરૂની અમૃત ઝરનારી વાણીથી જે પુરૂષ પ્રતિબોધ પામ્યો નથી, તે જરૂર અભવ્ય અથવા દૂર ભવ્ય હોવો જોઇએ કારણ કે, મેઘની મહા ધારાઓથી શું મુદ્દગ નામને પાષાણ આર્દ્ર થાય અથવા શું સૂર્યના કીરણોથી ઘુવડ પક્ષીના નેત્ર ઉઘડે ? ૬૮

किं पीयूषमयूखसांद्रकिरणैः किं वा सुधाया रसैः
किं कर्पूररसैश्च शांतजरसैः साम्योद्भवैर्वा रसैः ।
धात्राऽमात्रधिया जगत्त्रयजनाह्लादप्रदानक्षमा
मूर्त्तिः श्रीगुणसोमसुंदरगुरोः स्फुर्जद्गुणैर्निर्ममे ॥ ६९ ॥

ભાવાર્થ—અપાર બુદ્ધિવાળા વિધાતાએ ત્રણ જગતના લોકોને આનંદ આપવામાં સમર્થ એવી શ્રી સોમસુંદર ગુરૂની સ્ફુરણાયમાન મૂર્ત્તિ રચેલી છે તો પછી ચંદ્રના ઘાટા કીરણોની, અમૃતના રસની, કર્પૂરના રસની, શાંત રસની અને સામ્યપણાથી ઉત્પન્ન થયેલા રસોની શી જરૂર છે અર્થાત્ તે નકામા છે ॥ ૬૯ ॥

हंहो विश्वजनाः सनाघनघनप्राप्त्यै प्रयातोत्सुका
रत्नद्वीपवरे च रोहणगिरौ रत्नाकरे किं मुधा ।
प्रातः संस्मरतामितायहरणं नामैव गच्छेश्वर-
श्रीसोमस्य सुखश्रियां वितरणे चिंतामणेः सोदरं ॥ ७० ॥

ભાવાર્થ—અરે વિશ્વના લોકો, તમે હંમેશાં રત્નની પ્રાપ્તિને માટે ઉત્સુક થઇ શ્રેષ્ઠ રત્ન દ્વીપમાં, રોહણગિરિમાં અને રત્નાકરમાં વૃથા શા માટે જાઓ છો ? અપાર લાભને લાવનારૂં, અને સુખ સંપત્તિ-ઓને આપવામાં ચિંતામણિ જેવું ગચ્છપતિ શ્રી સોમસુંદર ગુરૂના નામને પ્રાતઃકાળે સ્મરણ કરો ॥ ૭૦ ॥

भो भो धार्मिकमानवा नवनवाघौघच्छिदावांछया
किं तीर्थेषु गातप्रयासमनिशं यूयं कुरुध्वं वृथाः ।
सूरिं भूरिगुणं तपागणविभुं चित्तेऽनिशं ध्यायत
स्यात्पुण्यं भवतां भवार्तिहरणं येन श्रियां कारणम् ॥७१॥

ભાવાર્થ—અરે ધાર્મિક મનુષ્યો, તમે નવ નવા પાપના સમૂહને છેદવાની ઇચ્છાવડે તીર્થોને વિષે વૃથા અપાર જવાનો પ્રયાસ શામાટે કરો છો ? ને ઘણા ગુણવાન તપાગણના સ્વામી એવા સૂરિનું હંમેશાં ચિત્તમાં ધ્યાન કરો, જેથી તમોને ભવપીડાને હરણ કરનારૂં અને સંપત્તિઓનું કારણ રૂપ ઉત્તમ પુણ્ય થાય ॥ ૭૧ ॥

यावच्चंद्रदिवाकरौ क्षितितम प्रध्वंसनायोद्यतौ
मादाक्षिण्यमुभौ शुभौ प्रकुरुतः स्वर्णाचलस्याभितः ।

तावत्श्रीविभुसोमसुंदरगुरोः सौभाग्यसंकीर्त्तनं
काव्यं श्रीरुचिरं चिरं विजयतां सद्वाच्यमानं बुधैः ॥ ७२ ॥

ભાવાર્થ—જ્યા સુધી પૃથ્વીના અંધકારને નાશ કરવામાં ઉદ્યમવંત એવા આ સૂર્ય ચંદ્ર બંને શુભ ગ્રહો મેરૂગિરિની ચારે તરફ પ્રદક્ષિણા કરે ત્યાં સુધી શ્રી સોમસુંદર ગુરૂના સૌભાગ્યને કીર્તન કરનારૂં આ સુંદર કાવ્ય વિદ્વાનોથી વંચાતું થકું ચિરકાળ જયવંતુ રહો. ૭૨

पारावारकरस्मरेषुहिमरुक्रूचर्षेऽति (१५२४) हर्षाद् व्यधात्
विज्ञानां हृदयंगमं च सुगमं कल्पेंदिरासंगमम् ।
काव्यं नव्यमिदं विदंभहृदयः शिष्यः प्रतिष्ठादिमः
सोमः श्रीयुतसोमसुंदरगुरोर्मेरोर्गोरेस्मणः श्रिया ॥ ७३ ॥

ભાવાર્થ—જેના હૃદયમાં દંભ નથી એવા લક્ષ્મીથી મોટા શ્રી સોમસુંદર ગુરૂના શિષ્ય પ્રતિષ્ઠા સોમે વિદ્વાનોના હૃદયને ગમે તેવું સુગમ અને સંપત્તિઓના સંગમને આપનારૂં આ નવીન કાવ્ય સંવત્ ૧૫૫૪ ના વર્ષે અતિ હર્ષથી રચેલું છે ।। ૭૩ ।।

धीगुणप्रगुणरत्नसिंधुना साधुना सुमतिसाधुनादरात् ।
नव्यकाव्यमिदमस्तदूषणं प्राप्तभूषणगणं च निर्ममे ॥ ७४ ॥

ભાવાર્થ—બુદ્ધિ ગુણ રૂપી રત્નોના સાગર, ઉત્તમ સુમતિ સાધુએ આ અલંકારવાળું નિર્દોષ નવીન કાવ્ય રચેલું છે ।। ૭૪ ।।

इतिश्रीयुगप्रधानावतारश्रीबृहत्तपागच्छशृंगारहारपरमगुरुपूज्यश्रीश्रीसोमसुंदरसूरिसौभाग्यादिगुणव्यावर्णने तच्छिष्यपण्डितप्रतिष्ठासोमविरचिते सुललिते सोमसौभाग्यनाम्नि काव्ये श्रीगुरुपट्टधरादिकियच्छिष्यपरंपरानामप्रकटनो नाम दशमः सर्गः ॥ १० ॥

॥ समाप्तमिदं काव्यं ॥

# જૈન જ્ઞાન પ્રસારક મંડળ.

આ મંડળ નીચે લખેલા હેતુથી સ્થાપવામાં આવ્યું છે અને તેથી દરેક જૈન બંધુને તેમજ પવિત્ર સાધુ મુનીને આ મંડળનો આશય ફળીભૂત થાય તે માટે સારાં પુસ્તકો પ્રગટ કરવામાં સહાયભૂત થવાની વિનંતી કરવામાં આવે છે; તેમજ કયા પ્રકારનાં પુસ્તકો પ્રકટ થવા યોગ્ય છે તે સંબંધી જે કાંઈ સુચના કરવામાં આવશે તે ઉપર પુરતું લક્ષ આપવામાં આવશે. જો કે કોઈ ગૃહસ્થ, બાઈ, મુનીરાજ વા સાધ્વી પાસે અપ્રસિદ્ધ થયેલા ગ્રંથની પ્રત કે પ્રતો હોય તે જો ઉતરાવવા અમને સુચવશે તો તે પ્રમાણે કરવા આ મંડળ તૈયાર છે.

આ મંડળનો હેતુ શ્રી જૈનધર્મના છપાયેલાં તેમજ વગર છપાયેલાં અને યોગ્ય ગ્રંથનાં ભાષાંતર કરાવી તથા શોધન કરાવી તૈયાર કરાવેલાં પુસ્તકો છપાવી પ્રકટ કરવાનો અને તે જૈન સમુદાયના ઉપયોગ માટે સસ્તી કીમતે વેચવાનો છે.

આ મંડળ તરફથી સસ્તાં પુસ્તકો છપાવવાનું કાર્ય શરૂ થઇ ગયું છે માટે જેઓને જોઇએ તેઓએ નીચેને શીરનામે પત્ર લખી ખુલાસો મંગાવવો.

મુખ્ય ઓફિસ.

જૈન જ્ઞાન પ્રસારક મંડળ.

સુતાદેવી શેઠ જીવણચંદ ધરમચંદ ઝવેરીના માળામાં

મુંબઈ.

અમરચંદ કલ્યાણચંદ ઝવેરી.

ભગુભાઈ ફતેહચંદ કારભારી.

ઓનરરી સેક્રેટરીઝ, જૈન જ્ઞાનપ્રસારક મંડળ.